# THE CHITNIS

A TALE

BY

CHUNILALL HARIVALAVDASS

Manager of the "Praja Mata" paper.

——oOo——

*Registered under Act XXV of 1867.*

---

AHMEDABAD.

Printed at the "Praja Mata" Press.

1887

——*oOo*——

*Price Eight Annas.*

# ચીટનીસ.

એક કલ્પીત વારતા.

—०✱०—

રચનાર.

શા. ચુનીલાલ હરીવલવદાસ.

—०✱०—

## અમદાવાદ.

આવૃતી ૧ લી.

ખાડીઆમાં સાઠોદરાના માહાદેવની પાસે પો
તાના પ્રજામત પ્રેસમાં શા. ચુનીલાલ હરી
વલ્લવદાસે છાપી પ્રસીદ્ધ કરી.

સને ૧૮૮૭

કીમત રૂ. ૦-૮-૦

મ્હારા વ[illegible]ા, પ્રમાણીક, ન્યાયી, મનુષ્ય
ભાઇઓને આ પુસ્તક પ્રેમ પુર્વક અર્
પણ કરવામાં આવે છે.

# પ્રસ્તાવના.

—o*o—

મુખ્યત્વે કરીને ચીટનીસ એ શબ્દ રેવન્યુ ડીપાર્ટમેંટમાં અમુક ઑફિસર પાસે અને અમુક કામ કરનાર પ્રત્યેજ વપરાય છે. કલેકટરની પાસે શિરસ્તેદારાંનું જે નોકર કામ કરે છે અને જેને તે જગોનો પગાર મળે છે તેને "ચિટ-નીસ" કહેછે. તાલુકાઓમાં મામલતદારના હાથ નિચે રહી જે કારકુન શેરા શેરીનું કામ કરેછે તેને પણ મામલતદાર નો ચીટનીસી કારકુન કહેજે. કલેકટરોના આસીસ્ટંટો પાસે કામ કરનાર મુખ્ય માણસને શિરસ્તેદાર કહેવામાં આવેછે. પણ આ પુસ્તકમાં ચીટનીસ શબ્દ દરેક ઑફિસર પાસે કામ કરનાર કામદારને માટે વાપરવાનો ઇરાદો રાખેલો છે.

સાહેબ લોકો ગમે તેટલા પોચેલા આવેછે ને તેઓ ગમે તેટલી સાવચેતી રાખેછે તોપણ જે ચીટનીસો અને શિરસ્તેદારો કે જેમની દાનત પ્રથમથીજ હરામખાઉની હોયછે તેઓ માત્ર સ્વાર્થને માટેજ તેમના ઉપરી સાહેબને છેતર્યા વગર કદી પણ રેહેતા નથી. મારૂં કહેવું એમ નથી કે આ ખાતામાં સઘળા ચીટનીસો અને સર્વે શિરસ્તેદારો જુલમી, અન્યાય કરનાર, કે લાંચીઆ છે. પણ તે ખાતા વિષે ઘણી ઘણી વખતે જે જે ફરિઆદો બ્હાર આવતી જાયછે તે ઉપરથી કહ્યા વગર ચાલતું નથી કે રેવન્યુ ખાતાના નોકરોમાં કેટલાક પટાવાળાથી તે એક ચીટનીસ અને મામલતદાર સુધી, એક નહીં ને બીજા દુરગુણમાં ખરડાએલા હોય છેજ. રેવન્યુ ખાતા જેવા સરકારના એક અતિ ઉપયોગી ખાતાને સારૂ આ કાંઇ ઓછું અફસોસ કરવા જેવું નથી. રઇયતનો ગરિબમાં વર્ગ ખેડુત વર્ગ કહેવાયછે અને છે પણ તેમજ. વગર ખાતરે અને ખેડે જમીન દિન પર દિન ખરાબ થતી જાયછે, અને તેવી જમીનના દેવામાં ખરાબ ખસ્ત થઇ ગયેલા ખેડુતો પોતાનું ગુજરાન ચલાવે તોપણ ખ

સ છે. આવો ખરાબ સ્થિતીવાળા ખેડુત વર્ગને હરદમ રેવ
ન્યુ ખાતાના નોકરો સાથેજ કામ કરવાનું હોયછે. હવે જો
નોકરોનું કાળું કરવામાં નથી આવતું તો તેઓ હજાર પ્રકા
રે તેમની પાસે આવનાર લોકોને અથડાવી હેરાન હેરાન ક
રી મુકેછે. મારૂં આ લખવું, જે ગ્રહસ્થને એક પણ વખતે
આ ખાતાના નોકર સાથે પ્રસંગ પડેલો છે અને જેઓને કા
મ કરાવતી વખતે મામલતદાર અથવા ચીટનીસની કે કામ
કરનાર કારકુનનો વગથી કામ કરાવવાનું નથી, તેઓ તો તુ
રત કબુલ કર્યા વગર રેહેશે નહીં. જે ચીટનીસ કે મામલ
તદાર જાતે ચોખા છે અને તેની સાથે પોતાની હુંશીઆરી
થી હાથ નિચેના નોકરો ઉપર ખોટી રેહેમીયત ન રાખતાં
ચારે તરફ નજર રાખે છે તેમની ઓફીસમાં આવા ગરબડ
ગોટા ઘણાજ થોડા જોવામાં આવેછે. વખતે અધિકારી પોતે
ચોખો હોયછે પણ કારકુનને થોડા પગારમાં શી રીતે પુરૂં
થાય એમ મનમાં સમજી ગરિબ ગામડીઆઓ ઉપર જુલમ
થવા દેછે, પરંતુ દીલગીરી સાથે કહેવું પડેછે કે તેમની આ
ચાલ ઘણીજ ઠપકાને પાત્ર છે. તેઓ જાતે ગુન્હો કરતા ન
થી પણ ગુન્હો કરનારને ઉત્તેજન આપેછે એટલે કાકા પર
ણ્યા, ને ફોઇ રાંડયા જેવું થાય છે. મામલતદારોને સારી રી
ત ખબર હોવી જોઇએ, કે તેમના કારકુનો લોકોને અથડાવે
તેનું કારણ માત્ર કાંઇપણ સ્વાર્થ સાધવાને. તલાટી અને
કારકુનનું મોઆં માહાદેવનું હમેશ સોરૂં હોયછે. મામલત
દારોના અમુક કામ કરનાર કારકુન અને તલાટીઓ કેવા કા
મોમાં અને કેવે પ્રકારે લાંચ લેછે અને રાવ સાહેબોની અંધા
ધુંધી અને બેદરકારીને લીધે તેઓ રઇયતને કેવી ને કેટલી પી
ડા કરેછે તેનુ વર્ણન એક ઇલાયદુ પુસ્તક લખ્યા વગર આ પ્ર
સ્તાવનામાં સમઇ રહેવું મુશકેલછે જેથી તે વિષે વધારે વિ
વેચન કરવું દુરસ્ત ધારતા નથી. પરંતુ રાવ સાહેબોને અં

અંતઃકરણથી વિનતી કરૂં છું કે નામદાર સરકારે તમારે વિશ્વા સે એક તાલુકાની રઇયતને સોંપેલી છે. તો તેમનો તમારા થી જેટલી બને તેટલી બરદાસ્ત રાખવી. તેમને કોઇ પણ પ્રકારે કોઇની પણ તરફથી પીડા કરવામાં આવતી હોય તો તેનો યોગ્ય બંદોબસ્ત કરવો જોઇએ. તમારા કારકુનો તેમને હેરાન કરતા હોય તો કારકુનોને યોગ્ય નશીયતે પોહોંચાડ વા જોઇએ અને તેમને બીજું દુઃખ હોય તો નામદાર સર કારને જાહેર કરી તે ટાળવા પ્રયત્ન કરવો જોઇએ. રાંક રઇય તની અંતઃકરણની આશીશ તેજ તમારૂં શ્રય છે. મુખ્ય દે ખ રેખ એટલીજ રાખવાની છે, કે તમારા ચીટનીસી કારકુ નોનો પાસે લોકોનો જમાવજ જોઇએ નહીં. તેમનું કામ પ તે એટલે તુરત વિદાય કરવા. કામને પ્રસંગે લેવાતા જવાબો હમેશાં વાંચીને રૂબરૂમાંજ સહીં કરી આપવા અને હરેક પ્ર કારે લોકો જેમ ઓછા ખોટી થાય અને ચોટનીસ કારકુન પાસે તેમને ઓછું કામ પડે તેમ બંદોબસ્ત કરવો જોઇએ. હ નકંધી કારકુન કબુલત, મ્હાદુરીઓ અને હવાલદારોની નીમણુકોમાં અને ફોજદારી કારકુન હોમતદારોના જમાન પર ખવામાં અને નકલો આપવામાં ગરબડ કરે છે કે કેમ એ સઘળા ઉપર દેખરેખ રાખવાથીજ પ્રગણામાં લોકો વાહ વાહ કહેવાના.

આ વારતાનો નાયક અમુક ચિટનીસ છે એમ બતાવવા નો મ્હારો બિલકુલ મતલબ નથી અને હોય પણ શેનો. ખાસ એકજ માણસ અમુક કામ કરતો હોય અને તેનાંજ કૃત્ય બતાવવામાં આવે તો તથી પ્રજાને શો ફાયદો હતો. પરંતુ ઘણે ભાગે તેવું કાંઇ જોવામાં આવે અને તેના ઉપા યને સારૂ લખવામાં કે બોલવામાં આવે તોજ વાસ્તવીક કહે વાય. હાલના કેટલાક કલેકટરો મોજીલા વધારે જોવામાં આવે છે, ચીટનીસ તેજ તેમની આંખો સમજવામાં આવે છે અ

ને તેથી વગર સુધરેલા, વગર કેળવાયેલા તેમના શિરસ્તેદારો કે ચીટનીસો ફેર વરતાવી મુકે છે. આ વારતા લખવાનો મુખ્ય હેતુજ એ છે કે, પોતાના ચીટનીસોનુ પ્રમાણીકપણું પુરણ રીતે જાણ્યા વગર તેમની બાહારની બોલવા ચાલવાની છટા અને રીતભાત ઉપરથીજ મોહો જઇ તેમના પ્રત્યે અતી વિશ્વાસ રાખનારા કલેકટરો કાંઇક ચેતે અને ચીટનીસ ચોર જણાય તો તેને યોગ્ય નશીઅતે પોચાડે. હાથ નિચેના નોકરો પાસેથી કેવી રીતે કામ લેવું, તેમના ઉપર કેટલો વિશ્વાસ રાખવો અને તેમનામાં કેટલુ પાણી છે એ સઘળુ થોડાજ સાહેબ લોકો કરી કે સમજી શકે છે. આગળના વખતના પુરૂષો ગમે તો કેળવણી ખાતાના નોકરોને પુછો પછી ગમે તો રેવન્યુખાતાના નોકરોને કે સર્વ ગુણ સંપન મી. હોપનો જોટો કદી પણ થવાનો છે. સર થીઓડર હોપને આજે પણ કેળવણી અને રેવન્યુ ડીપાર્ટમેંટ યાદ કરે છે. નોકરની ઓળખતો તે નામદારનેજ હતી, કામ કરનાર કારકુનની પારખતો એ વિરલા નરના ગયા પછી એક પણ સાહેબમાં જોવામાં આવી નથી અને નોકરોનાં દિલ ખાટાં કરી હાલ જેમ ઘણા જીલ્લાઓમાં નિમનોકો વ્હેંચવામાં આવે છે તે પ્રમાણે ન થતાં રેવન્યુ ખાતામાં ઇનસાફ તો સર હોપ અને મા. એલેકઝેંડર બોરોડેલનોજ કહેવાયો છે. આ લખવામાં કાંઇ પણ અતિશયોકતી કે સરાહગત ભરેલુ નથી. મી. હોપ કલેકટર હતા તે વખતે કોઇ નોકરં વગર પ્રોમોશને રહયો હશે તો તે કમ અક્કલ કે કમ આવડનોજ હશે. મો. બોરોડેલનાં વખતમાં પ્રોમોશન કે ઈનસાફ નથી મળ્યો એમ બુમ મારતો હશે તો જેને વગર હકે ચઢી જવાની મરજી હશે તેવો અન્યાય ચ્હાનાર સખસ હોવો જોઇએ." "

ગમે તેમ હો પણ આ વારતા લખવાનો હેતુ એટલોજ છે,

કે ચીટનીસો કે જેઓ હદ ઉપરાંત આપ ખુદી વાપરતા હો
ય તેઓ સુધરે અને કલેક્ટરો કે જેઓ હમેશ બેદરકાર રહેતા
હોય તેઓ પોતાના કામ તરફ લક્ષ આપો ચીટનીસોથી ચેત
તા રેહે. જેથી ગરિબ નોકરો અને લોકોને ઇનસાફ મળે;
અને તેથીજ આ ચોપડી લખવાથી સારથક થએલુ સમજાશે.
જો તે ઉપરથી ધડો લેઇ સારે રસ્તે ચાલવામાં આવશે અને
જો આંધળા અમલદારો સીધે રસ્તે ચઢશે તો પરમેશ્વર તે
મને સુદ્ધ બુદ્ધિથી ચાલવાની પ્રેરણા કરો. તથાસ્તુ.

કવિતા બનાવવાની શકતી જે ઇશ્વર કૃત છે અને જે શ
કતી ઇશ્વરે આ દુનિઆમાં જેને બક્ષેલી છે તે મનુષ્ય શ્રેષ્ટતા
ને પામે છે. મી. નગાનદાસ પુરશોતમદાસ સંગવીને જે કો
ઇ પીછાને છે તેઓ તેમની કવીત્વ શકતી માટે કદી પણ
ઊંચુ મત આપ્યા વગર રહેશે નહી. તેમણે ગુજરાત વર્નાક્યુ
લર સોસાઇટી તરફથી ઇનામ આપી છપાવાતા નિબંધોમાં ઇના
મ મેળવેલાંછે. ગર્ભ શ્રીમંત છતાં વિદ્યાનો આટલો બધો શોખ
ધરાવી દેશ શેવા બજાવતા શ્રીમંતોમાં તો એકલા મી. શં
ગવીનેજ જોવામાં આવે છે. મી. શંગવીએ આ વારતામાં
દાખલ કરેલી કવિતાઓ તૈયાર કરી આપવા તસ્તી લીધીછે.
તેથી તેમનો ઉપકાર માનુ છુ.

કરતા.

# ચીટનીસ.

—०*०—

## પ્રકરણ ૧લું

હરીગીત છંદ.

સેવે જતી કે જોગિયો કે દેવ અથવા દેવિયો,
પણ વંશ ન વધે તે તણો અન્યાય જેણે સેવિયો;
કદિ એમ કરતાં પૂત્ર પામે તેહ લંપટ નીવડે,
બુડે ઈકોત્તર પેઢિયો જઈ પૂર્વજો નરકે પડે. ૧

---

હીમતરાય કાકાને જેફી અવસ્થામાં એટલે લગભગ પીસતાલીસ વરસની ઉમરે છોકરાં થવાં શોરૂ થયાં હતાં અને તેથી આપણે લખીએ છીએ તેની ચાલીસ વરસની અગાઉ તેમને ફક્ત એકજ છોકરો હયાત હતો તેમ છતાં સોભાગ્ય કાકીને બીજી વખતનો ગર્ભ રહ્યો જાણીને તે ગાંડા ઘેલા થઈ ગયાં હતાં. તેમને મનતો સૌભાગ્ય કાકીને બીજી વખતનો ગર્ભ તેતો સાચુ કે સ્વપ્ના જેવું હતું. જુવાનીમાં છોકરાં થઈને એક બે વર્ષ જીવીને મરી ગયાં હોત તો તેમને આટલો બધો હર્ષ થાત નહીં. પરંતુ સૌભાગ્ય કાકીને પીસતાળીસ વર્ષે છોકરાં થવા માંડ્યાંથી તે બંને દંપતી હર્ષ ઘેલાં થયાં હતા. છોકરાં થવાને માટે વ્હેમી જોડાંઓ જેજે ઉપાયો કરે છે તે સઘળા ઉપાયો તેમણે કરવામાં કચ્યાસ રાખી નહોતી. દેવ દેવલાં કરવામાં અને જોગી જતીનો ઓળગો કરવામાં પણ તેમને ઓરીઓ રહયો નહુતો. આજે માહાદેવની બાધા તો કાલે દેવીના પાઠ કરાવવામાં ભોર મુકતાં. આજે કોઇ સન્યાશીની.શેવના કરી તો બીજી વખતે કોઈ શેવડાની

સાંત્વના કરવા તરફ મન દોડાવતાં હતાં. આ સઘળી લલોપ-તાથી છેવટ થાકીને બેઠા પછી માત્ર ઇશ્વર કૃપાએજ તેમને સંતતીનુ સુખ પ્રાપ્ત થયું હતું. આ બીજી વખતના ગર્ભથી તો તેમના મનમાં કાંઈનું કાંઈ થઇ જતું હતું. આ વખતે તેમણે સર્વ વ્હેમોને તજી દીધા હતા. માત્ર ઇશ્વર ઈચ્છાજ બળીષ્ટ છે એમ તેમના મનમાં દ્રઢ નિશ્ચય થયો હતો. બ્હાર ભટકવાનું છોડી દેઈ હીમતરાય કાકા અને સૌભાગ્ય કાકી ઇશ્વર ભકતી ઘરમાં બેઠે બેઠેજ કરતાં હતાં.

બીજી વાતમાં પણ હીમતરાય કાકા દુનિઆની કે સગા સબંધીની ઝાઝી દરકાર રાખે તેવા નહોતા. પાસે પૈસો પુષ્કળ હતો. હુકમ ઉઠાવવાને ચાકર નફર જોઇએ તેટલા હતા. ઘડપણમાં ચાકરી કોણ કરશે ને આપણું કેમ થશે તેની ફીકર પૈશાદારોને થોડોજ હોય છે. તેમના પૈશાને લીધે જે હોય તે વળગતુ આવતું. આ પ્રમાણે તેમને સુખ હોવાથી ધર્મ સબંધી અયોગ્ય બંધન અને દુનિઆદારીની ખોટી ખટપટની ઓછી દરકાર કરી તેઓ સ્વેચ્છાએ વર્તતાં હતાં. હીમતરાયજી ઈંગ્રેજોના શિરૂ અમલમાં સરકારની સારી અમલ દારીની નોકરી ઉપર હોવાથીજ તેમણે આડો અવળો હાથ મારીને આ પૈશો પ્રાપ્ત કર્યો હતો. જોકે તેમને આ વખતે શુદ્ધિ ઠેકાણે આવવાથી નોકરીમાં છતાં તેવે પ્રકારે સંગ્ર કરવું બંધ કર્યું હતું તોપણ પ્રથમ મેળવેલું ધન એકદમ કાઢી નાંખે તેવા માણસ પણ તે નહોતા. પણ તેમના મનમાં એમતો હતુંજ, કે આયંદેથી અયોગ્ય રીતે શ્રીમાન થવાની ઈચ્છા રાખવી નહી. લાંચ રૂસવત લેવી બંધ કર્યા બાદ અને ગરિબોને કનડવાનું છોડી દીધા પછીજ તેમને સંતતી થવી શરૂ થઈ હતી, તેથી તેમના મનને સારે રસ્તે ચાલવા ઉપર ખરેખરો દ્રઢ શ્રધા બેશી ગઇ હતી. નથી ધરાતું કે હીમત

રાય કાકાની આણી કાયસ્તની ન્યાતમાં "બાર મણનુ કોળું ને તેર મણનુ બી" જેવા હડહડતા જુઠા તડાકા મારી તેમની ખરેખરી કરી શકે તેવુ હોય. તેમના તડાકા ભલભલાને હેરતમાં નાંખે તેવા હતા. જુવાનીઆના આગળ પોતાની પાછલી વર્તણુક સબંધી મનમાં આવે તેમ ઝાડવાને કશો કચ્ચાશ રાખતા નહી. હીમતરાય કાકા અને સોભાગ્ય કાકી શરીરે પણ ઘણાં રૃષ્ટ પુષ્ટ હતાં. પચાસ સો કદમ ચાલવામાં તેમને સાત પાંચ થઈ પડતી. સેજ વાતમા સ્વાસ ચઢો જતો અને ધારતાં કે બેઠાં છીએ ત્યાંથી કદી ઉઠવુંજ ન પડે તો કેવું સારૂ ? પ્રમાણમાં ઘણા જાડપણને લીધે તેમનુ બન્નેનુ સ્વરૂપ જરા કદરૂપુ જણાતું હતું જેથી રસ્તે રમનાર છોકરાંને મશકરી કરવાની વસ્તુ હાથ આવતી હતી. હીમતરાયજી જાતે જરા ઠીંગણા હોવાથી ને પેટની દુંદ ઘણીજ બ્હાર નિકળી આવવાથી આબેહુબ ગણપતીની મુરતીની માફક દેખાતા હતા. આવડો મ્હોટી દુંદ ઉપરથી પેહેરેલુ ધોતીયું વારે વારે ખશી જવાથી તેને સાચવી રાખવાને રાયજીને મ્હા મેહેનત પડતી હતી. રાયજી બેડોળ દેખાતા હતા તેમાં તેમના પોશાકનો પણ કેટલોક વાંક હતો. ધોતીઆને બદલે હમેશ પાંચ હાથની પોતડીજ ધારણ કરતા. કચેરી શિવાય ગમે તે જગો ઉપર જતા તો અંગરખુ તો અંગ ઉપર અરાડવાની બાધાજ લીધેલી હતી. ગળામાં એક બંડી ઘાલી જયાંને ત્યાં ફરતા હતા. માથુ મોટું માણુ જેવડુ હતુ ત્યારે પાઘડી માત્ર પાશેરનીજ પેહેરતા. પોશાક આવો ખરાબ રાખવામાં બીજાં કારણો કરતાં કંજુસાઈનુ કારણ વધારે જોવામાં આવતું. કંજુસાઈ તો જાણે તેમના બાપનીજ હોય તેમ ખાવા પીવામાં પણ હદ ઉપરાંત કંજુસાઈ કરતા હતા. હલકામાં હલકી પ્રતીના અન્નનો ઉપયોગ કરતા. બજારમાં જે સોંઘુ ધાન હોય

તે હીમતરાય કાકા વ્હોરતા. સસ્તાઇને લીધે તાંજળજાની ભાજી તેમને વધારે પસંદ પડતી. આજનુ કાલ એવું તહાડું અન્ન ખાવામાં તો તેમને એક સાધારણ રીવાજ જેવું થઇ પડયું હતું. સોભાગ્ય કાકીથી, વૃદ્ધાવસ્થા અને શરિર અતિ ભારે હોવાથી ઘરનું સાધારણ કામ થઈ શકતુ નહોતુ; નહીં તો ઘરમાં ચાકર રાખવો એ બન્નેમાંથી એકને પણ પસંદ નહોતું. ચાકરને ખવરાવવું ને પગાર આપવો તે બન્નેવાનાં આવા કંજુસ જોડાને ગમેજ કેમ? રસોઈને માટે તો સોભાગ્ય કાકી પોતાને હાથેજ ચલાવી લેતાં હતાં.

આવી સ્થીતિ, પ્રકૃતી અને રીતભાતનાં આપણી આ વાતના નાયક–ચીટનીસ–નાં માતપીતા હતાં.

## પ્રકરણ ૨ જુ.

—०✻०—

દોહરો.

નાણાં જોડે જૂઠથી, તેને પ્રજા ન હોય;<br>
છોડે જૂઠ પ્રપંચ તો, સંતતિથી ઘર સ્હોય. ૨<br>
શોભે ઘર સંતતિ થકી, પણ પ્રપંચનું વિત્ત;<br>
તેથી પાપી સંતતી, નીવડનાર ખચીત. ૩

આપણે ઉપર બતાવી ગયા તે વખતે હીમતરાય કાકાની ઉમર લગભગ પીસતાલીસ વરસની અને સોભાગ્ય કાકીની ઉમર તેથી ફકત એકાદ વર્ષ કમની હશે. સોભાગ્ય કાકી રાયજી કરતાં ન્હાનાં હોવા છતાં રાયજીથી તે કાંઈકે વધારે મોટાં જણાતાં હતાં. પુન્યનો પઈશો હોય તો પુત્ર પુત્રી સારાં ઉઠે અને નબળો પઈશો હોય તો તે નઠારાં નિવડે એ દુનિઆની કેહેવતમા જો કાંઈ વાંધા ભરેલુ કે અપવાદ રૂપ હશે, પરંતુ ઝીણી નજરે જોતાં ઘણી મતબે એ કહેવત અનુભવી

સંસારી માણસોને ખરી પડેલી જણાય છે. હીમતરાય કાકા એ જોકે પાછળથી લાંચ લેવા છોડી દીધી હતી અને રાંક રઇયતને કનડવાનુ કાઢી નાખ્યુ હતુ તોપણ તેમણે પ્રથમ મેળવેલો પૈસો સારો નહી હોવાથી તેમને સંતતી "થઇ" એટલુંજ માત્ર સુખ માની લીધા શિવાય તે સંતતી સારી નિવડવાની આશા તેમને પોતાનેજ થોડી હતી. મોટો પ્હેલા ખોળાનો-પુત્ર કલ્યાણરાય આ વખતે જોકે ત્રણેક વરસનો હતો તોપણ પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાઈ જાય તેવુ હતુ. આટલી મોટી ઉમરનો થયા છતાં તેને પુરૂ બોલતાં, કે ચાલતાં કાંઈ આવડતુ નહોતુ. માત્ર તાતા અને મા શીવાય ત્રિજો શબ્દ ઉચ્ચારતાં તે સમજતોજ નહોતો. ખરેખર ગાંડાની માફક હસવુ આવે તેવા ચાળા કરતો. મ્હો લાંબુ ને માથુ છેકજ નહાનુ હતું. હાથ પગ દોયડો ને પેટ ગાગયડો હતુ. હીમતરાય કાકાને બીજાની માફક પોતાનો છોકરો અળખામણો નહોતો પરંતુ તે એમતો સારી રીતે સમજ્યા હતા, કે કલ્યાણરાય બેટા જીવવાના નથી ને કદી જીવશે તો સારી નામના તો શું પણ સંચેલુ ધન સાચવીને બેશી રેહેશે કે નહી તે પણ શક જેવુ છે. આવો છોકરો હયાત હોય અને બીજા પુત્રની આશા હોય તે વખતે માણસને કાંઈક ધીરજ ધરવાનુ કારણ મળે ખરૂ. બીજી વખતે જો પુત્રની પ્રાપ્તી થશે તો છે તેના કરતાં તે સારો નિવડી ઘડપણમાં ચાકરી કરશે અને મેળવેલા ધનનો ઉપયોગ પણ જોઇએ તેવો કરશે એમ મરતી વખતે ધારણ રેહે. કલ્યાણરાયે નહાનપણથી જ હાથ ધોવરાવેલા હોવાથી હીમતરાય કાકાને બીજા ગર્ભનો પુત્ર પ્રસવે અને પોતે પેદા કરેલા પૈશાને પોતાનીજ માફક કંજુસઇથી જાળવી રાખે તથા વૃદ્ધાવસ્થામાં ચાકરી કરે એમ ઘણીજ ખાયસ હતી. બીજી આશાઓમાં રાયજીને પુત્ર

પવાની ઈચ્છાતો પુર્ણ થઇ પછી તેના પ્રત્યે ધારેલી બીજી ધારણાઓ બર આવો કે ન આવો તેતો ઈશ્વર જાણે. સોભાગ્ય કાકોને ફાગણ સુદી પુર્ણિમાને દીવશે રાતના આઠ વાગ્યે પુત્રનો પ્રસવ થયો. તે દીવશે પુનેમ હતી પણ ગ્રહણનો મોટો અવજોગ આવ્યો હતો. આ છોકરાનો જન્મ બરોબર ચંદ્ર ઘેરાએલો હતો તે વખતે થયો. આવા કમહુરતમાં પુત્રનો જન્મ થયાથો શોભાગ્ય કાકી અને રાયજી ઘણાં દીલગીર થયા. જોશી પાસે જન્માક્ષર કરાવ્યા અને કાંઇક કરતે શાંતી થાય એવા ઉપાય શોધ્યા. જોશી પણ બીજા ઠગારાની માફક વખત, માણસ અને પ્રસંગ જોઇને ચાલે તેવો હતો. ગ્રહણમાં પુત્ર પ્રસવ્યો માટે સો રૂપઇઆમાં એક પૈ પણ ઓછી નહી થાય એમ તેણે ચોખે ચોખુ કહ્યું. જોશી બાવાના કહેવા પ્રમાણે તેમને ઘેર તો ઓછુજ લેઈ જવુ હતુ જે ખરચ થશે તે છોકરાને અને તેના મા બાપને સુખને અરથે થશે. જોશીજીએ જે બતાવ્યુ તે જાણે બીન સ્વાર્થનુ હતુ. હીમતરાય કાકા બીજી વાતે ગમે તેવા કંજુસ હતા પણ આમ સાંડસામ આવ્યે સ્વાર્થની વખતે પાંશરા દોર જેવા હતા. કેટલેક પ્રકારે તેમણે વ્હેમ તજી દીધો હતો તોપણ ન્હાનપણથી મન ઉપર પડી રહેલી વ્હેમની બધી છાયા તદન દુર થઇ નહોતી. કલ્યાણરાયની માફક આ છોકરો પણ ખોડીલો થશે તો વેતર વંઠયા જેવુ થશે એમ સમજીને હીમતરાયજીએ પોતાનો આ બીજો પુત્ર ગ્રહણઘેલો ન નીવડે તેને સારૂ જેટલા ઉપાય બતાવવામાં આવ્યા તેટલા કર્યા. માત્ર જોશીજીએ બતાવ્યુ તેટલુ કરીને બેશી રહ્યા નહી પણ ઘરઘરાઉ કાંઇ ટુચકા ટુચકી બતાવવામાં આવ્યા તે કરવામાં બાકી રાખી નહી. અધુરામાં પુરો વધારે વ્હેમ તો જોશીએ કરેલા અને વાંચેલા જન્માક્ષર ઊપરથી પડયો. છોકરો રાજ્ય દરબારમાંસારૂ માન મેળવશે;

પણ તેમાં ત્રણ મોટા દુરગુણ તો રેહેવાનાજ એમ પ્રેમાનંદ જોશીએ કહયુ; જુઠો-વાયલ-વ્યભીચારી અને વગર આવડ નો અક્કલનો ખારદાન થશે તથા છેવટે કાંઈક મેળવી હશે તે આબરૂ ગુમાવી દશે એમ જોશીએ વગર શરમ રાખે ખુલ્લે ખુલ્લુ જણાવ્યુ. આપણે કહયુ તેમ રાયજીએ હોમ, હવન અને છું મંતર વીગરે તેમને જે શાંતીના ઊપાયો સુચવવામાં આવ્યા તે તેમણે કરયા પણ તેથી તેમના પોતાના મનની શાંતી થઇ નહી. હવે પછી તેમણે હમેશ ઉદાશજ રહેવા માંડયુ. નોકરી કરવા ઉપરથી મન ઉઠી ગયુ. પેનશન સારૂ અરજી કરી અને તે મળ્યા પછી જેમ તેમ કરોને દાહાડા કાઢવા તેમ પોતાની હેડીના ભાઇબંધ દોસ્તદારોમાં બેશી ઉઠો ને તથા કાંઈક કાળ ઇશ્વર ભકતીમાં ગાળી દીવશ નિર્ગમન કરવા લાગ્યા, રાયજીનો આ બીજો પુત્ર પણ સ્વરૂપમાં પેહેલા પુત્ર કલ્યાણરાય કરતાં જાય તેવો નહોતો. તેનુ મ્હો પણ લાંબુ અને ગાંડા માણસને ઘણી વખતે હોય છે તેવા પ્રકારનું તેનુ માથુ છેકજ ન્હાનુ અને લાંબુ હતુ. બાર મહીના નો થયા છતાં પણ ઓઘડનાથની માફક જયાં નાંખ્યો ત્યા સુન્ય મુન્ય પડી રેહેતો. કદમાં તેના કરતાં બે માસનુ છોકરૂ પણ સારૂ હોય. કલ્યાણના પેઠે તેના પણ હાથપગ પાતળા ને પેટ ગોળી જેવડુ હતુ. ચામડા ગોરી હતી પણ પોળાશને લીધે તે પરખઇ શકાતી નહોતી. અત્યારથીજ વખત આવ્યે વગર બોલાવ્યે ચલાવ્યે ખડખડાત હસતો નહીતો ભાઇને રમાડનાર માથુ કુટીને મરી જાય તોપણ હસવુ શું તે સમ જ્યોજ નહોતો. આ છોકરાનુ નામ જન્માક્ષરને આધારે ત્રીભોવન પાડયુ હતુ પણ તેના ગુણ અને લક્ષણ જોઇને- "જીવાભાઇ" "અડુણ ઘેલો-" વિગરે ઉપનામથી બોલા વામાં અને ઓળખાવામાં આવતો. ટુંકામાં કલ્યાણરાય અને

ત્રીભોવન સઘળી વાતે સરખાજ હતા ને તેથી હોમતરાયજીના જીવ એકને જોઇને ઠરે એવું નહોતું.

## પ્રકરણ ૩ જું.

—०*०—

ચોપાઇ.

નિશાળિયાને નિત્યે નડે,
જરી બિહે નહિ મ્હેતા વડે;
બહાદૂર જનથી તો ડરે,
અબળ જનોશું રણ આચરે. ૧
સજ્જન સાથે માંડે રાઢ,
અબળા ઉપર પાડે ધાડ;
નામ લજાવે ઘરડાં તણું,
એ લક્ષણ પાપીનાં ગણું. ૨

---

ભાઇઓમાં જ્યારે બે અઢી વર્ષનો ઉમરમાં તફાવત હોયછે ત્યારે અને તેઓ જ્યારે સાત આઠ વર્ષના હોયછે તે વખતે તેમનામાં ઉમરનો ઝાઝો તફાવત જણાતો નથી. કલ્યાણ અને ત્રીભોવનને વાસ્તે પણ તેમજ હતું. ત્રીભોવન સાતનો અને કલ્યાણ નવનો છતાં બન્ને સરખા જણાતા હતા. બે ભાઇઓ આ વખતે નિશાળે જતા થયા હતા. સારા માણસનાં છોકરાં સમજી મહેતાજી તેમને શિખવવા તરફ વધારે કાળજી બતાવતા હતા. પરંતુ આ બે ભાઈ પથ્થરના ભમરડાને પણ કોરે મુકે તેવા હતા. રમવામાં એક એકથી ચઢે તેવા હતા અને ભણવામાં એક બાજાને ભુલાવે તેવા હતા. મ્હોટા કલ્યાણ કરતાંએ ન્હાનો ત્રીભોવન એક ચંદાવા ચઢે તેવો હતો. ગામઠી નિશાળનો મહેતાજી તેથી તેને છોકરાંને ફોસલાવી પટાવી રાખવાં. અને

તેમાંથી પોતાનું ગુજરાન કરવું, તેમાં પણ બે પૈસાની મતા વધારે મળે તેવાં આ શ્રીમંતનાં છોકરાં તેથી તેમને જરા હાડ છેડ કરે તો તરત સરકારી નિશાળે જતાં રેહે, તેથી જીવો બીજાના છોકરાંને મારતો કે બીજાં અટકચાળાં કરતો તોપણ મહેતો બિચારો ચુમઈને ચલવી લેતો. જીવા કરતાં—ત્રીભોવનને હવે આપણે જીવાના નામથીજ ઓળખાવીશું. —કલ્યાણ મ્હોટો હતો અને તે પેહેલો નિશાળે બેઠો હતો તેમ છતાં બન્ને જણ કકો સાથે શિખી રહ્યા. કકો શિખતાંજ જીવાની ઉમર દસ વર્ષની થઈ તેથી ગામઠી નિશાળે તેને વધારે મુદત ન રાખતાં, બેઉ ભાઈઓને સરકારી નિશાળે મુકયા. પેહેલાના મેહેતાજીની માફક આ–સરકારી –નિશાળના મેહેતાજી કે આસીસ્ટંટને જીવાભાઈને દાખલ થવાની કે રહેવાની ઓછીજ દરકાર હતી. તેમને એમ પણ ઓછુંજ હતું, કે શ્રીમંતનાં છોકરા જાણી ગ્હેલાં ને વધારે ભણાવવાં કે જેથી કાંઈક વધારે ફાયદો થશે. જીવો નવો નિશાળીઓ હોવાથી થોડા દિવસ તો સખણો રેહ્યા પણ જયાં રીતભાતથી ભોમીયો થયો એટલે તેનો અસલ બાશીયત પ્રમાણે ચાલવું શરૂ કરયું. કલાસમાં આસીસ્ટંટ હોય ત્યાંસુધી જાણે મ્હોમાં દાંત નથી એમ ગરિબ ગાય જેવો થઈને બેશી રેહે ને આમ જયાં માસ્તર ખસ્યા એટલે મારંમારી અને કુદંમ કુદા કરીને ધમા ચકડી કરી મુકે. હીમતરાએ તે બેન માટે ઘેર શિખવનાર રાખ્યો હતો તેને તો ગાંઠેજ શેના! પેલો બિચારો ગરજઉ પડયો ને મહીને ચાર રૂપૈઆ મળતા તે પણ જાય જો તે ભણાવવાને જરા કે શાખતાઈ કરે તો. તેથી ઘરના માસ્તરને છોકરાંની મરજી પ્રમાણે ચાલવું પડતું જેથી જીવો ચૌદમે વર્ષે પાંચમી ચોપડીમાં ગયો. જીવાભાઇ પાંચમીમાં ગયા તે પણ સ્વપાક

મચીતો નહીંજ. એ પરિક્ષામાં પાસ તો થયોજ નહીં; તેમ કલાસમાં ડાભા હાથનો પેહેલો નંબર પણ તેણે કવચીતજ છોડયો હશે. એક તો જુનો જાણુને અને બીજું દરેક વખતે જે કલાસમાં તે શિખતો હતો તેની ઉપલો કલાસ નો આસીસ્ટંટ ઘેર શિખવવા આવતો હોવાથી સરશિફાર શથી આ પ્રમાણે પાંચમી સુધી કલાસો ચઢાવવામાં આ વતા હતી.

જીવણભાઇને અને કલ્યાણરાયને પંદર અને સત્તર એમ અનુક્રમ વર્ષની ઉમરે ઇંગ્રેજી સ્કુલમાં જવાનો વખત આ વ્યો. પણ તેની સાથે એમને માથે એક અણધારી આફત આવી પડી. હીમતરાય કાકાનું શરીર મુળમાં તો લેવાતુ ચાલ્યું હતું તેમાં આ વખતે તો તેઓ છેકજ ખળખળી ગયા હતા. ક્ષય રોગથી તેમનુ શરિર ખવઇ ગયું હતું તેથી ઘણા ઘણા દાકતરો અને વૈદ્યની દવા કરી પણ એકેની એ શદની . ટકી ન લાગતાં તેમણે પોતાની સાઠ વર્ષની ઉમરે આ દુનિઆનો ત્યાગ કરયો. મરતી વખતે પૈશા ટકા વીગ રેની સુપ્રત શોભાગ્ય કાકીને કરતા ગયા અને છોકરાંને ભણાવવા કરવાની ખબર રાખવાનું પોતાના સગાભાઇ મગ નલાલને ભાળવ્યું. સૌ પારકું તે પારકું આંગળીથી નખ વેગળા તે વેગળા. ખરૂ છે,કે બીજા સારા કાકાએ હોયછે, કે પાસે પૈસો નથી હોતો તોપણ તેઓ પોતાના ભત્રિજાને ઉછે રેછે ને તેમની સારી સંભાળ લેછે. પણ મગનલાલ કાકાએ ભાઇને મરતી વખતે વચન આપ્યું, પણ બાર મહિનાનાં ટાણાં ગયા પછી છોકરાં કેઇ દિશા તરફ વસેછે તેની ખબર સરખીએ કાઢી નહી. ઘરમાં છોકરાં મોટાં થઇ નોકરી કરે તોજ ઘરનો કારભાર ચાલે તેવું તો હતું નહીં પણ જોઇ તી ચીજ લાવવાની કે બીજુ પરચુરણ કામકાજ કરવાને

જોઇતા ચાકર શિવાય કોઇ નહોતું; તેમ ચાકરને વિશ્વાસે સઘ ળું કામ મુકવું તે પણ બ્હેતર નહીં. વળી તેની સાથે બન્ને છોકરામાંથી એકુ પણ ભણવાના નથી એમ શૌભાગ્ય કાકી ને ખાત્રી હોવાથી કલ્યાણરાયને બને તો હલ્લે લગાડવા તથા ઘરની ખટપટમાં બેળવવા દુરસ્ત વિચાર્યું. કલ્યાણ ભાઇને તો જોઇતું હતું ને વળી વૈદે કહ્યું, પોતે સ્કુલમાં જાય પણ મ્હા પેહેતાને અને મહેનતે. તેને સ્કુલ છોડવી ગળી મત્ર જેવી લાગી અને અરાઢ વર્ષની તદન કાચી વયે ઘર ખટલામાં પડયો. હોમતરાયજી મળતાવડા સ્વભાવના અ ને નોકરીમાં હતા તે વખતે સર્વે નોકર ભાઇબંધોનું સારૂં ઇચ્છેલું તેથી અને તેની સાથે હોદ્દાની નોકરી કરવાથી અમલદારો સાથે પોછાન સારૂં હોવાથી તેમની શરમથી ક લ્યાણરાયને રૂ. ૧૨) ની કારકુનનો જગો મળી. આપણી વાતના નાયકે—જીવાએ—તો સ્કુલમાં જવું જારી રાખ્યું હતું. જીવો નામ ગણાવવાને માત્ર જતો એટલુંજ નહીંતો તેનો એક પણ દિવશ એવો નહીં ગયો હોય, કે તોફાન અને લેસન ન કરવાને સારૂ તેણે માસ્તરના હાથની સોટીઓના સપાટા જોયા નહીં હોય. દરરોજ માસ્તર મેજ ઉપર હાથ મુકાવી કોઇ વખતે નેતરની સોટીથી, તો કોઇ દિવશ શીશ મની કડણ આંકણીથી જીવાભાઇને ખોખરા કરતા. આ માર તો તેની ગણત્રીમાંજ નથી. એમ માર ખાધા છતાં તેણે ચાલુ રાખેલી તેવી ચાલ ઉપરથી જણાતું હતું, આ ટલો મારતો તેને દરરોજની ખોરાકી જેવો હતો. માર ખા ધા વગર તેને પોતાનેજ ચેન પડતું નહોતું. કેટલીક વ- ખતે કેટલાક છોકરાં તો જાતે તોફાની હોયછે પણ શિખવા માં સઉથી સરસાઇ કરેછે. પરંતુ આપણે ઉપર કહ્યું તેમ જીવાભાઇમાં તો તેને માટે પણ ચગુ લાવી ખાવા જેવું

હતું. કોઇ સમયે હેડ માસ્તર જે યુરોપિયન હતા તે કલા
સમાં આવી ચઢતા તો તે પણ જીવાભાઇને ઓળખો રેહેતા
થી તેમની પેહેલી ઝડતી લેતા હતા. જીવો કલાસના માસ્ત
રને પી ગયો હતો પણ સાહેબથી તો થરથરી મરતો. સા
હેબને કલાસમાં આવવું પેહેલેથી સાંભળતો તો તે દિવસે
સ્કુલમાંજ આવવાનું માંડી વાળતો ને સગાં કે ભાઇબંધ દો
સ્તને ત્યાં દફતર મુકી ફાવે ત્યાં રખડતો. વરસમાં ઘણો
ભાગ તેનો આ પ્રમાણે રખડવામાં જતો. ઘેરથી મળતો ઠપ
કો અને નિશાળમાં આ પ્રમાણે પડતો માર સહુન નહીં
થવાથી જીવાભાઇ બે વખતે તો તેના જેવાજ દોસ્તોની સા
થે શેહેર છોડીને જતો રેહ્યો હતો ને જેને લીધે ખોળંમ
ખોળા કરી મુકવી પડી હતી. છોકરો કાંઇ ભણતો છે નહીં
અને ભણશે એમ પણ આશા નથી તો પછી ઇંગ્રેજી બે
ત્રણ ચોપડીઓ શિખ્યો તે તેના નશીબની, એમ સમજીને
તથા તે વારે વારે નાશી જઇને જીવ ઉંચા કરાવે છે, નિશા
ળનું નામ દઈ બીજે ઠેકાણે બેશી રેહેછે તેના કરતાં તેને
કાંઇક સાંકડામાં નાંખ્યો હોય તો વધારે સારૂં એમ જાણી
શોભાગ્ય કાકીએ વખત આવ્યે તેને કાંઇક નોકરીએ વળગા
ડવાનો વિચાર કરયો અને જીવાને નિશાળે જતો બંધ ક
રયો. જીવો નિશાળે જતો ત્યાં સુધી તો સારૂં હતું. તેનો કેટ
લોક વખત નિશાળમાં જવાથી તેને બીજી કબુધ્ધિ વધારે
સુજતી નહીં. જોકે તેને ખરાબ સોબત તો હતીજ પણ તે
તેના જેવા નિશાળીઆનીજ હતી તેથી તે ઝાઝી બદફેલી
શિખ્યો નહોતો. પણ જયારથી તેણે નિશાળ છોડી અને
બીજે ઠેકાણે કાંઇ હુન્નરે વળગ્યો એટલી અરાઢ મહીનાની
મુદતમાં બધાંને અરાઢ ભવ કરાવ્યા. રખડતી અને અનિ
તીએ ચાલનારી નાટક ટોળીમાં એકાર થવામાં જોઇએ તો

ભાઈ પેહલા. વંઠેલી વેશ્યાઓને ઘેર જુઓ તો ત્યાં પણ ખડુ મુરતી તૈયાર, દારૂ પીનાર અને માંસ ખાનાર મડા પુરૂષની મોટી ટોળીમાં ખોળ કરો તો ત્યાં પણ ભાઈની આગેવાની ખરી. રસ્તે જતી આવતી સ્ત્રીઓને અડકચાળાં કરવામાં અને તેથી તેઓની ગાળો ખાવામાં પણ જીવલાને જ્યાં જુઓ ત્યાં જડવાનો. દારૂ પીવામાં, વેસ્યાઓને ત્યાં જવામાં અને નાટક ટોળીઓમાં ભાગ લેવામાં પૈશાની પહેલી જરૂર તે જીવો કયાંથી લાવતો હશે એમ વાંચનારને વખતે વ્હેમ આવશે; પણ પેટીમાંથી પૈશા, જણસ અને રૂપૈયા ગયાની શોભાગ્ય કાકી રોજ બુમ મારતાં તે ઉઠાવતો જનાર આ જીવલાભાઈજ હતા. અર્થાત ચોરી કરવામાં પણ જીવાભાઈ મશહુર હતા. આ વખતે તેમને એક પણ દુરગુણ વળગવો બાકી નહોતો. અરાઢ ઓગણીસ વર્ષની ઉમરે તો તે સર્વગુણ સંપન્ન બની રહ્યો હતો. આ વખતે તેના કુટુંબનાં ખરાં વાલેશરીતો એમજ જાણતાં હતાં, કે જીવો કંઈ હલ્લે વળગે તો સારૂ નહીતો થોડા મુદતમાં ખરાબ ખસ્ત થશે અને કરશે. સારાં ભાગ્યે આવી અણીની વખતે —મામલતદારની કચેરીમાં રૂ. ૧૨ ) ના કારકુનની જગો ખાલી થઈ અને તે જગો જીવાને આપવાનો ઠરાવ થયો.

---

## પ્રકરણ ૪ થું

—o*o—

સોરઠો.

જુનો હોય પ્રધાન, બાળ નવો જ્યાં ભૂપતી;<br>
વસવું નહિ તે સ્થાન, ત્યાં હક ડૂબે આપણા. ૧<br>
"ખરો ન પામે ખાજ, ખોટા જનને રાજ દ;"<br>
હતું અસલ તે આજ, છે કોઈક અંશે રહ્યું. ૨

જ્યારે કોઈ કેળવણી ન લાયક, અગ્રવડને અને અમગુને સરકારી ખાતાઓમાં નોકરી મળેછે અને ભણેલા પાસ થયેલા લાયક અને હુંશિયાર ઉમેદવારોને જગો ન મળતાં રખડતા રહે છે ત્યારે નોકર વર્ગમાં ઘણું હા હો થઇ રહે છે. જ્યાં વગ એજ મુખ્ય વાત જણાય છે એટલે લોકો પોતાનાં છોકરાંને ભણાવવાની ઓછીજ દરકાર રાખેછે. થોડું ઘણું છોકરાને ભણાવી અધિકારીઓની ખુશામત કરવાને રસ્તે ચઢાવે છે. જ્યાં આગળ મરજી સોંઘો વેચાય છે ને તેને વધારે પસંદ કરવામાં આવેછે ત્યાં લાયકી નલાયકીનું જોવામાં આવતું નથી. જગો આપનાર ભાઇનું દિલ ઉમેદવાર પ્રત્યે ખુશ રહેલું હોવું જોઇએ. લાયકી મેળવેલાઓને આ કાંઇ ઓછું નાશીપાસ કરનાર નથી. વિદ્યા વૃદ્ધીમાં ખલેલ પહોચાડનાર આ કાંઇ ઓછી અડચણ નથી. તેમ છોકરાં અને તેમના મા બાપોને અનિતિને રસ્તે ચઢાવવાને આ કાંઇ નહાનો સુનો પથ્થર નથી. નોકરી મળતાંજ જો આટલું થતુ હોય તો બસછે. પરંતુ તે મેળવ્યા પછી પણ નોકરોના કર્મે ખુશામતનો ઊભો ને ઉભીછે. ખુશામત વગર એક ડગલુ આઘુ ખસવાનુ નહી. મામલતદારની કે મુનસફની કોરટમાં કાંઇ જગો મળી હોય તો મીઆંને ચાંદ ચાંદ ચાલવુ પડે. અમલદાર જે કહે તે હાજી હા કરવી પડે. વળી એકાદ વખતે ઉપરી અયોગ્ય ગાળ દે કે વખતે થપડાક મારે તો તે પણ નોકરીના —પેટની—ખાતર સહન કરવુ પડે. આજની વખતમાં આવા અમલદારોની સંખ્યામાં ઘટાડો થયો છે તોપણ તેવા પ્રકૃતોના માણસો છેજ નહી એમતો કહેવાયજ નહી. એવા ગમે તેવા વગર કેળવાએલા અને અશુદ્ધ અને તેમના નોકરો ગમે તેટલા કેળવાએલા અને સારી સમજવાળા હોય તોપણ "રાજામો લે તે ન્યા અને પાસા પડે તે દા," તેથી તેમના હાથ નિચેના કારકુન બેલીફ કે તલાટી ગમે તેવું સારૂ અને સાચુ કહે તોપણ

તે હવામાં ઉડી જાય અને ઉપરી સાહેબને કહ્યું કે રીપોર્ટ મંજુર રેહે. પ્રમાણીક અને સારા નોકરોને નોકરી કરવામાં આ કાંઇ ઓછી નાઉમેદ અને અડચણ કરતી બિના નથી. આ બાબત હાલ પણ જેમને રેવીન્યુખાતાનો અનુભવ છે તેઓ સારી રીતે જાણે છે. હંકારી અને આપખુદ અમલદારો પોતેતો જાણે એક રાજા હોય તેમજ સમજેછે. તાબાના નોકરો તો તેમના જાણે એક ગુલામ હોય તેમ માને છે. પોતાની પ્રથમની સ્થિતિ અને તે વખતે ચલાવતા ગેરવ્યાજબી દારની સામે તેઓ નજર સરખી કરતા નથી. અસલી વખતનો આદમી તો એમજ સમજે કે આતો આમેહુબ જહાંગીરની મુરતી છે કે અલ્લાઉદીને ફરિથી જન્મ ધારણ કરેલો છે. રેવન્યુ, મેજીસ્ત્રેરીયલ, સાંચ અને કબજા જેવા મહત્વની બાબતનો કુલ અખત્યાર ધરાવનાર આ રાજાને વળી અહંકાર હોય તેમાં પુછવુજ શું. આવા અધિકારીઓ પ્રજાને કેવો ન્યાય આપતા હશે તે પણ પ્રભુ જાણે. • તેઓ તો માર"ગુધુ ને કર સુધુ"કરવામાં સમજેલા. રેવાન્યુ અમલદારોમાં જવલ્લેજ સારા અને પ્રજાપ્રિય થાય તેવા અમલદારો કે કારકુન અગર તલાટીઓ હોયછે. તેમજ લાંચ જેવા અતિ ખરાબ દુરગુણથી કોઇવિરલોજ અલગ રહેલો હશે. કોઇએ લાખ એકડા કરેલા સાંભળવામાં આવે તો કોઇએ પચાસ અને સાઠ હજાર ઘરમાં મુકેલા ગણાય. જ્યારે ભારે પગારના પોતાના ઉપરીઓમાં આવો ચોરી કરવાનો દુરગુણ પેઠેલો હોય ત્યારે પછી તેમના તાબાના દસ દસ અને બાર બાર રૂપઇઆના તલાટી અને કારકુનો દેખા દેખી શાબો દાનત બગાડે તેમાં શી નવાઇ. તેમના કારકુનો અને તલાટીઓ પઇશા સારૂ રઇઅતને રંજાડવા કાંઇપણ કચાશ રાખે નહી. ઉપરીના બીક હતો લાંચીઓ એટલે પોતે જેમથી ફંકે તેમ ચાલે. આવા કારકુનો કોઇ સખત ને ચોખા અમલદારની વખતે

"અશકતીવાન ભવેત સાધુ" ની માફક બગ ભગત થાયછે, પણ લાગ આવે તેમની મુઠ્ઠી મઠ્ઠી ઉપર ગયા વગર રેહેતા નથી. કેટલાક અમલદારો તો વળી બતાવવાના અને ચાવવાના જુદા રાખે છે. ઉપરથી બતાવે છે કે અમારે લાંચ નામ હરામ છે. અમારે કોઇની પૈ સરખી ખપતી નથી, તેવા ઢોંગીઓને કાંઇ મુલ્યવાન ચીજ ભેટ કરવામાં આવે છે અથવા કાંઇ બજારમાં મળતી દસ રૂપૈઆની વસ્તુ બે ત્રણ રૂપૈએ લાવી આપનાર મળે છે તો તેની તે ભલા માણસો ના કહેતા નથી અને તેથી કામ પ્રસંગે લાવી આપનાર ઉપર રેહેમોઅત રાખવાનુ દિલ સ્વભાવિક રીતે થાયછે. વળી કેટલાક દિલ્લિના શાહુકારો"કોડી હરામ ને બચકા હલાલ" કરે છે. ન્હાની રકમોમાં હાથ ન ઘાલતાં ગચ્છાં ને ગચ્છાં પાડવાના પ્રયત્ન કરે છે.' આ પ્રમાણે ચાલતાં હાલના અમલદારો સાંભળવામાં આવે છે; તેના કરતાં આપણે વારતાનિ વખત ણતાવ્યો છે તે વખતે બમણો યાને ત્રણુ ગણો ખરાબ હતો. લાંચીઆઓ ઉઘાડે છોગે લાંચ લેતા અને રાંક રઇઅતને રંજાડવાને લેશ માત્ર પણ કચ્ચાશ રાખતા નહોતા.

તે વખતે એકલા તાલુકાના અધિકારીઓ બગડેલા હતા એમ કાંઇ નહોતુ. કલેક્ટરની હજુરમાં પણ લાંચીઆ વાજુ જ ભરાયેલુ હતુ. વલોણા વારે કલેકટરો અને આસીસ્ટંટ કલેકટરો બદલાતા, તેથી એકની એકજ જગો ઊપર ઘણી લાંબી મુદતથી કામ કરનાર ખાઇ બદલા ચીટનીસો અને શિરસ્તેદારોએ નોકરો અને રઇઅતમાં ચીસરાણ પડાવી હતી. તેમના સામે કોઇ પણ નોકર કે માણસે થવાતુ નહોતુ. અરે! સામુ તો શું પણ તેમના વિશે ખરી વાત એકાંતમાં પણ કહેવાને ખમચાતા. ચીટનીસો અને શિરસ્તેદારોએ દરેક ઓફીસ અને તાલુકામાં પોતાના માણસો ગોઠવેલાં હતાં, જેથી તેમના બાતમીદારો તેમને રજે રજની બાતમી આપવામાં

ચુકતા નહી. જરા કે કોઇ ચેં ચુ કરતુ કે તેને જાણે તરંત ઉપાડચોજ છે. ને તેમની વિરૂધ તો શું પણ તેમના સગા કે ઓળખીતાની શામે પણ એક અક્ષર ઓચરી શકાતો નહી. તેમના નવા ને અજાણ્યા ઉપરીઓને સમજાવતાં તેમને ઘણી સારી રીતે આવડતુ. આ વખતે કલેક્ટર નવોજ આવેલો હતો તેથી જીવાને કારકુનની જગો, સારી હવાવાળા ને બે પૈસા પેદા કરે તથા મામલતદાર પણ મળતો હતો તેવા તાલુકામાં આપવામાં આવી. બીજા ઉમેદવારોને કારકુનો મેળવતાં સો સો ને બસે બસે રૂપૈઆ ચીટનીસને અને તેટલાજ રૂપૈઆ તલાટીની જગો મેળવવા આસીસ્ટંટના શિરસ્તેદારોને આપવા પડે છે એમ બુમ હતી. પણ જીવાને તો આ જગો મેળવતાં કાંઇ ખર્ચ થયુ નહી. તેમના બાપની શરમે અને બીજા એક ખાનગી કારણથી પાસ થએલા ઊમેદવારોને ન મળતા જીવાભાઇ તાલુકાની કચેરીમાં કારકુન નીમાયા ને તે જગોનો ચારજ પણ લીધો,

## પ્રકરણ ૫ મું

—०*०—

દોહરો.

જગમાં જોતાં જન મને, ઉપજે અતી નવાઇ;<br>
જો જો જરના જોરથી, પરણ્યા જીવા ભાઇ. ૧

---

કામને પ્રસંગે સમજુ મનુષ્યોના મનમાં ઘણી વખતે તર્ક વિતર્ક થાયછે, કે ત્યારે શું આ દુનિઆ પૈસાનીજ છે? પૈસો તેજ આ દુનિઆમાં સર્વોપરી સત્તા ભોગવે છે ? ભલભલા પણ પૈશાનેજ વશ છે ? વખત આવ્યે શ્રેષ્ટ પુરૂષોએ પણ પૈસાવાળાને હાથ જોડવા પડેછે. પૈશાવાળાની ગાંડી ઘેલી બોલીને હજારો હાજીઆ ભણનાર મળેછે ને ડાહ્યા પણ નિર્ધનના બોલવાને ગાંડામાં ગણી કાઢવામાં આવેછે?

વિદ્વાન કરતાં પૈશાવાળાને સૌમાજ્નેમાં પહેલું માન આપવા-
માં આવેછે. ત્યારે શું પૈસો તેજ પરમેશ્વર છે? સારી
આલમ જાણુતી હતીકે જીવલો ! જીવલોજછે. જીવો કાંઈ ભ
ણવાનો નથી ને આ ખોટના નાતમાં તેને કબો પણ ક
ન્યા મળવાનો નથી. તેનો નાતની સ્ત્રીઓએ જીવાને માટે આ
વું ભવીષ્ય બાંધ્યું હતું તેજ સ્ત્રીઓએ આ સમયે જીવાના
બાપના પૈસાથી લલચાઈને તથા તેને સરકારની આબરૂ ભ
રેલી નોકરી મળેલી સમજીને પોતાની કન્યા પરણાવવાને
ઉપરા છાપરી માગાં મોકલ્યાં. માગાં મોકલતી વખતે જીવા
ની પાછલી અને તે વખતના ચાલ ઉપર કોઇએ વિચાર
કર્યો નહીં. તેવા છોકરવાદી અને નહાનપણથી ખશેલા વરથી
પોતાની દિકરીને સુખ પ્રાપ્ત થશે કે નહીં તેની શંકા સરખી
આણી નહીં; માત્ર તેની નોકરી અને પૈસા ઉપરજ નીધા
ડહાચાડી ભાઈને કન્યા દેવાને તૈયાર થઈ ગયાં. તેમના કરતાં
તો જીવો ડાહ્યો, કે ગમે તો ગાંડપણ કે ડહાપણમાં આ
કન્યા તો મને નથી ગમતી, રૂપાળી નથી, ઉંચી નથી, નિ
ચી નથી, એમ કહી બે ત્રણ માગાં તો તેણે પાછાં વાળ્યાં.
છેવટે પરમોદરાય પટેલને ત્યાં જીવાભાઈની મરજી હતી કે
નહીં તોપણ પોતાનું ખરેખરીયું ઘર જાણી શોભાગ્ય કા-
કીએ ચોકઠું બેસાર્યું અને મહા સુદી ૫ ને દીવસે મહુરત
જોવરાવી તેજ દહાડે જીવાભાઇ તેન્નેતરવામાં આવ્યા. !!

જીવાને કારકુનની જગો મળ્યે એક વરસ થયું છતાં પુરાં
રજીસ્ટરો પણ ઓળખતાં શિખ્યો હોય કે શિખવાને આ
કાંક્ષા બતાવી હોય તો તેના બાપનાજ સમ. મામલતદાર સા
હેબની સંપૂર્ણ મેહેરબાની હતી જીવાના બાપને લીધે તેમા
મલતદારને નોકરી મળેલી .તેમને લીધેજ આટલે દરજ્જે ચઢેલ
એટલે જીવા ઉપર તેમના ચારે હાથ હતા. કોઈ તલાટી,
અથવા ઉમેદવાર પાસેથી તેનું કામ લેવામાં આવતું .ને ભા

ઈ કચેરીમાં આમ તેમ ફરી ગપાં મારી દહાડો ગાળતા. મામલતદારનો માનીતો એટલે તેને કોઈથી કાંઇ કહેવાતું નહીં. ગામમાં પણ મનમાં આવે તેમ લોકોની સાથે વર્તતો. મોટાનો દિકરો, લાડમાં ઉછરેલો અને ન્હાનપણથી ખાધેલો પીધેલો તેથી તેને બાર રૂપરડી પગાર મળતો તેમાં તેનું શું પુરૂં થાય. બાર મહિનામાં દોઢસો રૂપૈઆ તો વાણીઆનાજ દેવા કર્યા હતા. ભાઈની તરફથી બીજે ત્રીજે મીજબાનીઓ તો ખરીજ. તેને ધીરનાર મોદી સારી રીતે જાણતો કે જીવાને ધીરેલા પૈસા ખોટા થવાના નથી અને તેથીજ તેણે આટલી રકમ ચઢ્યા છતાં રૂપૈઆની ઉઘરાણી કરી નહોતી. બીજી બાજીએ જીવાને ઉઘરાણી નહોતી થતી તેથી થોડુંને થોડું ઘરથી ઘણાંએ આપશે એ આશાથી ખર્ચ કરવામાં પાછું જોતો નહોતો. મામલતદાર તેને ઘણી વખતે ઠપકો દેતા અને પોતાને ત્યાંજ ઘણી વખતે જમાડતા તોપણ જીવો તેમનું કહ્યું કરતો નહીં. જીવાને કચેરીમાં રજીષ્ટર લખવાનું કામ સોંપ્યું હતું તેથી તે દફતરમાં તેને બે પૈસા મળવાના તો નહોતા॰ તોપણ કોઇ કામમાં વખતે મળવાનું હોય તેમાં તેને કામની માહીતી નહીં હોવાથી ઉમેદવાર કે તલાટી બારોબાર હોઇઆં કરી જતાં. લાંચ ખાવી તે પણ કામની આવડ વગર કેમ ખવાય?

દુનિઆમાં કેટલાક માણસો નશીબને તો ગણતાજ નથી. ઉદ્યમ શીવાય નશીબ બિચારૂં કાંઇ કરી શકતું નથી એમ તેઓ માનેછે પણ તેમનું તે કહેવું ભુલ ભરેલું હોવું જોઇએ. નશીબની પાછળજ ઉદ્યમ છે. ગમે તેટલો ઉદ્યમ કરીએ છીએ પણ જ્યાં સુધી નશીબ પાંશરૂં હોતું નથી ત્યાં સુધી કાંઇ મળતું નથી ને કરેલા પ્રયત્ન વ્યર્થ જાયછે. નશીબને બીજા સ્વરૂપમાં ઇશ્વરની ઈચ્છા કહે છે તે પણ ખોટું કહેવાય નહીં. ઈશ્વર ઈચ્છા વગર કાંઇ બનતું નથી

તો પછી માણસ એકલો ઉદ્યમ કરીનેજ બેશી રેહેતો તેનું શું વળવાનું હતું જે વખતે નશીબમાં નથી હોતું તે વખતે ગમે તેટલો ઉદ્યમ કરવામાં આવે છે તો તે ફળી ભુત થતો નથી એમ દુનિઆદારીમાં અનુભવી અને તેજ સબંધી લક્ષ રાખી અવલોકન કરનારને જણાયા વગર રહે તું નથી અને જે વખત નશીબ ફરેછે તે વખતે તેનો તેજ વા તેવોજ ઉદ્યમ સવળો પડેછે અને ધારયું કામ થાય છે. નશીબ વગર મિત્ર પણ દુસ્મન થઈ પડેછે અને નશીબ હોયછે તે વખતે દુસ્મન મીત્ર થતા પરાણે વળગ્યા આવેછે એ બધું નશીબનું છે; માટે નશીબ હોય તોજ ઉદ્યમ સુજે છે ને તેથી ઉદ્યમ હમેશ નશીબની પાછળ ને પાછળજ ચાલ્યાં કરેછે.

વગર ભણ્યે અને વગર હુશિઆરીએ જીવાને ઝટ લેઈ ને ન્હાની ઉમરમાં નોકરી મળી. અને તેની સાથે જે ન્યા તમાં કન્યાની અછત અને તે કારણથી ભલભલા વાંઢાને વાંઢા મરી ગયેલા તે ન્યાતમાં તેને કન્યા મળી એ નશીબ નહીં તો બીજું શું ? તેની ન્યાતના તેની સાથે નિશાળે ભણનારા કલાશમાં પહેલો નંબર રાખનાર અને આ વખતે મ્હા પાઠશાળામાં અભ્યાસ કરતા હતા તે કન્યા વગર ર હ્યા ને જીવાભાઈ પરણ્યા ત્યારે તે નશીબજ. દહાડો ફરવા નો હતો તેથી જીવાને એક મ્હોટો ફાયદો થયો. જુના ચીટનીસને મામલતદારી મળી અને તેથી તે જગો ઉપર જીવાની ન્યાતનો અને સગો કલેકટરનો ચીટનીસ થયો જે થી જીવાભાઈના તો જુદા બ્હાર ઉડવા માંડ્યા. નવા ચીટ નીસે જીવાને પોતાની ઓફીસમાં ખેંચી લીધો.

—o✻o—

## પ્રકરણ ૬ ઠું.

—०*०—

દોહરા.

પૂરા પંડિત પ્રેખજો, પૃથ્વીમાં પ્રત્યક્ષ;
લક્ષે કામ નથાય તે, કરે પલકમાં પક્ષ. ૧
પક્ષે પામે પાયરી, પક્ષે જીવલો દક્ષ;
પૃથ્વી કેરા પડ વિષે, પક્ષ પક્ષ ને પક્ષ. !! ૨

---

હજુરમાં આવ્યાથી જીનાના રૂ. ૧૨)ના રૂ. ૧૫) થયા એટલુંજ નહીં પણ તેથી હવે તેનાં માન વધ્યાં. જે કારકુન હજુરમા આવ્યો એટલે તેતો પરમેશ્વરને ખોળે બેઠો એમ તે વખતે લોકો ગણતા. તાલુકાના કારકુનો અને મામલતદા ર સુધાંને હજુરના કારકુનનું કામ પડે અને તેઓ એક · હી ન બીજે પ્રકારે તે કારકુનોની પળશી કરવામાં આધુ પ છુ જુએ નહી. ચીટનીસ સાહેબથી બધા કાગળ જોવાય ·, હી તેથી સેજ કસુરને માટે કારકુન રજનું ગજ કરી મુકે —કાંઇ નહી તો "તમે વ્યાજબી કર્યું નથી, આયંદે તેમ ન થવા બંદોબસ્ત કરવો" અને "પત્રક મોડું આવશે તો મુનાસબ થશે" એવાં વાકયો બીજાં લખાણ ભેગાં લખીવાળી પોતાનો રોફ બેસારવા પ્રયત્ન કરે. આવાં અ યોગ્ય લખાણ થતાં અટકાવવા માટે મામલતદારે કારકુનને ખુશી રાખવાનો ઉપાય કર્યા વગર છુટકોજ નહી. સ્વારોમાં દફતર તપાસવા આવે તો તુરત હાથે સુધરાવી લેવાય હો ય તેવી ભુલો કાઢી, આવા હલકા પેટના કારકુનો ઘણી કલ મો કાઢે જેથી તેવા હજુરના લખાણનો જવાબ કરવામાં ન કામો વખત કાઢવો પડે તથા નકામી "બીજા તાલુકા કરતાં વધારે કલમો નિકળે તે ઠીક નહી એમ ધારીને પણ મામ લતદારોને હજુરના પંદર રૂપૈયાના કારકુનની પણ બરદાસ્ત

રાખવી પડે. આ તો એક સાધારણ કારકુનને માટે કરવું પડે અને એતો એક સાધારણ કારકુનનો રોફ; પણ જીવા ભાઇ જેવા ચીટનીસના સગા અને વશીલાવાળા કારકુનની તો વાતજ શી કરવી. માનીતી—ચોતરફ લાતો ફેંકે. બેંશ હમેશ ખીલા વરાણોએ કુદે. જીવાને કામની આવડતો પૈસા ભારે નહોતી પરંતુ તેનો મ્હોનો બોલવાનો ભભકો કાંઈ કશર વિનાનો હતો. બોલવામાં તે કોઇથી બંધાય તેવો ન હોતો. તેનામાં ઉપવિદ્યા પાકી હતી. હાજર જવાબીમાં તે કોઈ વાતે કાચો નહોતો. ઘણી બોલવાની છટા તો તેને ઉપરીની મેહેરબાનીને લીધે વધી હતી. ઘણી વખતે તે ઘણાં અયોગ્ય વચનો કાઢતો પણ ચીટનીસની શરમે કોઈ બોલતું નહીં ને જીવાભાઈને તેના કરતા, તેના જોડીદાર, તેનાથી વધારે પગારવાળા અને વૃધ કારકુનોને વખત આવ્યે ગાળ ચોપડાવવામાં અને મશકરી કરવામાં વિચાર કરતો નહીં.

જે યુકતીને, જે કામને કે જે રસ્તાને સમજુ, વિદ્વાન અને એક માર્ગી, નીસપ્રાહી લોકો અયોગ્ય, અનિતીનું અને અધમ ગણેછે તે કામ તે વખતે અને હાલમાં પણ મ્હા વખાણને પામેલું હતું અને છે. તેને સર્વોતકૃષ્ટ ગણ્યા વગર ચાલે તેવુંજ નથી. મોટા મોટાને તેના વગર ચાલે તેવું નથી અને તેમને તે હાલને સમે હદ ઉપરાંત પસંદ પડી ગયું છે. મોટા મોટા શીવ બ્રહ્મા દીને તેણે છોડ્યા નથી તો તેમાં માણસનું શું ગજું. દેવ પણ વખાણ કરવાથી પસંદ થાય છે તો પછી માણસ થાય તેમાં શી નવઈ છે. પરમેશ્વરનાં જે વખાણ કરવામાં આવેછે તેને પ્રાર્થના, ભકિત વિગરે જુદાં નામોથી ઓળખાવવામાં આવેછે અને માણસ શામા બીજા માણસનાં વખાણ કરેછે તેને ખુશામતના નામનો ઓળખાવવામાં આવેછે. આ દુનિઆમાં એવો કીઓ મ્હાપુરૂષ છે કે જેને ખુશામત કરવો અગર કરાવવી ગમતી નથી?

ના ના એવો કોઈપણ પુરૂષ જોવામાં નહીં આવે કે જેણે પોતાની ખુશામત નહી થવાથી પોતાના હાથ નિચેના નોકરો કે પોતાનાજ સગાં સબંધ ઉપ ર વૈર રાખ્યા વગર રહ્યો હોય. એક માણુસ એક તરફથી ખુશામત ખુદને નિંદેછે, ખુશામત કરનારને ધિક્કારેછે અને તેજ માણુસ પોતે સામાની પાસેથી ખુશામતની ઇચ્છા રાખેછે અને પોતાનો સ્વાર્થ સાધવાને ન થઈ સકે તેટલી ખુશામત કર્યા વગર ચુકતું નથી. જેમ ઇગ્રેજીમાં કહેવત છે કે Every rule must have exception. દરેક ધારાને અપવાદ તો હોયજ. તેમ આ ધારાને પણ અપવાદ તો હશેજ. કેટલાક મ્હાપુરૂષો હોય છે કે જેમને માંખણ લગાવવું કે લગાડાવરાવવુ ગમતુંજ નથી. તેવા પુરૂષોને બીજાની ઓછીજ દરકાર હોયછે અને ખરૂં કહીએ તો તેમને ઓછી દરકારને લીધે ખુશામતની સાથે અણ બનાવ હોયછે. જેવી રીતે કેટલાક માણસો ખુશામતથી છેકજ બાતલ હોય તેવીજ રીતે કેટલાક માણસો હદમાં રહીને ખુશામત કરનાર પણ હોયછે. જ્યાં આગળ ખુશામત હદપાર જતી નથી અને વિવેકમાં રહીને કરવામાં કે કરાવવામાં આવેછે ત્યાં તે બ્હાર જણાઈ આવતી નથી પરંતુ જ્યાં તે કરનાર અને કરાવનાર હદની બ્હાર જાયછે ત્યાં પછી તે ખુશામત કરનારને " માંખણીઓ ભગત " ખુશામત ખોર વિગરે ઉપનામથી ઓળખાય છે. તેની સાથે હદ ઉપરાંત ખુશામત ચહાનાર પોતાનો ભારબોજ ખોઈ તેવા દુર્ગુણમાં વધારે ને વધારે ધશી પડેછે.

જીવાના પાસે જેમ બોલવાની છટા અને અવિદ્યા હતી, તેમ કામની ન આવડને લીધે ન કહેવાય તેટલી ખુશામત કરવામાં તેની બરોબરી કરી શકે તેવો તે ખાતામાં આખા જીલ્લામાં એક પણ નોકર હતો નહી. ખુશામત કરીને ભલભલાનાં મન વશ કરી લેવાની તેનામાં શકતી હતી; અને તેથી

ખુશામત એ તાજો રોજગાર એ કેહેવતનુ જોર આ વખતે પુર જોશમાં હતુ તેથી જીવાભાઈની ચઢતી થવાનો વખત આ પેહેલા નંબરનો હતો.

તે વખતમાં પાંચ સાત વરસ સુધી લાગટ જીલ્લાઓમાં સીવીલીયનોનોં તાણ પડી હતી. આસીસ્ટંટ કલેક્ટરો છ કે આઠ મહીના રહીને તરત બદલઇ જતા હતા. નવા શીવીલીં અનો—સુપરન્યુમરરી આસીસ્ટંટ કલેક્ટરો—ને માટે પણ તેમજ થતુ હતુ. વિશેશે કરીને આ જીલ્લામાં સુપરન્યુમરરી વધારે આવવાથી, અને તેમને માટે સરકારથી કારકુનો વિગેરે ની ગોઠવણ નહી થવાથી, તેમની પાસે કામ કરવાને કલેક્ટર અથવા તેમના આસીસ્ટંટોની ઑફીસમાંથી એકાદ કારકુનને કામ કરવા મોકલવામાં આવતો. હાવા નવા શીવીલીયનો પાસે જેવો અને જેટલો આણુશીખઉ કારકુન મોકલે તેવો અને તેટલો ચાલે. હાવી વખતે ચીટનીસો પોતાની કારીગરી વાપરે છે. પોતાનો માનીતો અને સગો કે ન્યાતીલો હોય તેને આગળ પાડવાને તેઓ નવા સાહેબ પાસે ધકેલે છે. સાહેબ પોતે નવા કામકાજની માહોતી નહી ને આ કારકુનથી બીજો હુંશિઆર કારકુન જોએલો નહીં તેથી કુવાના દેડકાએ સમુદ્ર માપ્યાની માફક અંધધંધ થાય છે. સાહેબ જાણે કે શી વાત. કારકુન શો હુંશીઆર છે; ચીટનીસ સારો છે કે મારે માટે હુંશીઆરમાં હુંશીઆર કારકુન મોકલ્યોછે. પાછુ સાહેબની પાસે કામ પણ એવુજ સોંપેલુ હોયછે તો, થર્ડ ક્લાસ મેજીસ્ત્રેટનો મેજીસ્ત્રેરીઅલ અખતિઆર અને એકાદ તાલુકાનુ રેવીન્યુ કામ. રેવીન્યુ કામમાં તો કામ કરનાર કારકુને ગમે તેમ લખ્યું પણ ઉપરી સાહેબનું બિલ્લાડું તણાયું એટલે તેનો છેવટનો હુકમ થઇ ગયો, જેથી મામલતદારને તે હુકમ ગાંડો ઘેલો હોય તોપણ માન્ય કરવો પડેજ. ફોજદારી કામમાં તો પોલીસની તરફથી ગાડામાં વધારે ભાર ભર્યાના

તથા બાગદને આર ખોશા ને નબળું જનાવર જોડયાના માજ
નીઆ કેસ આવે, તેમાં આઠ આના ચાર આનાનો વાંધો
થયો હોય તેમાં કોણ અપીલ કરવા જાય કે ઉપલી કોરટને
ફેંસલો જોવા વખત આવે અને તેમા કાયદા વિરૂધ થયેલું
કહી ભુલો કાઢે. વળી જો રેવન્યુ કામમાં અયોગ્ય હુકમ ક
ર્યો હોય અથવા ફોજદારી કામમાં તદન ગેર કાયદે કે ગેર
શિરસ્તે કર્યું હોય પણ તે બન્નેના ઉપર અપીલ તો પા
છી ડીસ્ટ્રીકટ મેજીસ્ત્રેટને ત્યાં કરવાની તેથી જો ભોગજોગે
અપિલ થાય તો ચોટનીસ સાહેબ એવી યુક્તિથી તેમના
સાહેબને સમજાવે કે કસુરને બદલે ઉલટી સાબાશી મળે. આ
થી નવા સાહેબને કામકાજમાં ઉપલી કોરટથી ઠપકો ન આ
વે તેથી પોતાના કારકુનની હુંશિયારી ઔર વધુ માલમ પડે
ને છેવટ વખત આવે તેનું કામ પણ કાઢી નાંખે. જીવા
ને હજુરમાં બોલાવવાનો હેતુજ આ હતો. દરેક નવા સાહે
બો પાસે કામ કરવાને તેનેજ મોકલવામાં આવતો જેથી વગર
આવડના તદન નવા સાહેબ લોકોએ જીવાભાઇની એટલી
બધી પરિક્ષા કરી, કે "આ કારકુન જેવો હમે કોઇ હુંશિ
આર કારકુનજ જોયો નથી ને તે મોટામાં મોટી જગોને
લાયક છે, કમનશીબની વાત છે કે તે આટલાજ પગારમાં
પડી રહયો છે" વિગરે અતિશયોકતી ભરેલાં સર્ટીફીકેટો
એક એકથી સરસ આપતા ગયા ને તેવાં સાત આઠ સર્ટી
ફીકટોનો સંગ્રહ જીવાભાઇએ કર્યો.

---

## પ્રકરણ ૭ મું

—०*०—

ભુજંગી છંદ

કહે કોયલાને જુઓ કોહિનૂર, લહે રત્ન ને કાચનું એક નૂર;
ઝવેરી નહીં તે ખરે છે હજામ, જુઠાં સર્ટિફીકેટ તેવાં તમામ.૧

વ્યભીચારિ પાપે રળે ખૂબ દામ, વરે વૃદ્ધ કો સુંદરી ધારિ હામ;
બને ઉપરી સા'બ પોતે અજાણ્યો, ત્રણે વાત આ પારકે કાજ જાણો.

---

સરર્ટીફીકેટ જોનાર અને તે ઉપરથી અમલ કરનાર ગ્રહસ્થ
ની આવડ, અનુભવ, સરર્ટીફીકેટવાળાએ તે આપનારના હાથ
નીચે કરેલી નોકરીની મુદત અને તેની નોકરીનાં વર્ષ ઉપર
વિચાર કરી અમલ કરે તો તેથી ખરૂ ખોટું પરખાઇ આવે
પણ ફલાણા સાહેબે—ગોરી ચામડીએ—પરિક્ષા કરી તે
ખોટી હોયજ નહી એટલાજ ઉપરથી અમલ કરવામાં આવે
તો તે ગાડરીઆ પ્રવાહ જેવું થાય અને તેથી ખરા ખોટાની
પરિક્ષા કદી પણ થાયજ નહીં. પણ વખતજ એવો કયાં છે,
કે ખોટામાંથી ખરૂ નંગ પારખી કાઢનાર ઝવેરીની સંખ્યા
વધારે હોય. ખરે ઝવેરીઓની ખોટ દીનપર દીન વધારે પડતી
જાય છે ને તેથી ગોળ ખોળ સરખાં થઇ ગયાં છે. જીવા
ભાઇની પારખ પણ તેવીજ કરવામાં આવી તેની પરીક્ષા
કરનાર ઝવેરી તદન અણઘડ, બિન અનુભવી ને કાચો હતો.
અને ઊચકનાર રૂડા પૈચી ને ખેલાડી હતો તેથી જીવાને
પંદરના પગારમાંથી એકદમ ડીપોટી કલેક્ટરના શિરસ્તેદારની
રૂ. ૩૫ ની જગો તે જીલ્લામાં તદનજ નવા આવેલા કલેક્ટરે
સર્ટીફીકેટ જોઇ તથા ચીટનીસના બ્હારથી બતાવનારા બિન
સ્વાર્થપણાના કહેવાથી આપી.

આ વખતથી જીવાભાઇનાં ફેલ ફીતુર વધવા માંડયાં. અ-
ઠાવીસ વરસ જેટલી નહાની વયમાં ડીપોટી કલેક્ટરના શિ-
રસ્તેદારની જગો મળી, ન્હાનપણથી ઊખડેલ, ઘરનો પૈસે ટકે
સુખીઓ, પગારમાંથી કોઇએ પૈ માગેલી નહી તેથી અત્તરની
છોળો વધારે ઊડવા માંડી તથા પર સ્ત્રી ઉપર કુદ્રષ્ટી વધારે
કરવા માંડી. હવે પાંત્રીસ મળવા માંડયા તો તેટલાએ બોર
મુકવા માંડયા. ઘરમાં સોભાગ્ય કાકી કહે પણ હવે તેમનુ કોણ

અણગારે. મોહે હાહે હા કરે પણ ચાલવુ પોતાની મરજી પ્રમાણે રાખે. મુળમા ન્હાનો હતો ત્યારે મોટાનો છોકરો હતો એટલે કોઇ કહેતુ નહી ન હવે તો શિરસ્તેદાર થયા એટલે મોઢે ચઢીને કોઇથી કેહેવાતુ નથી. કરવાની સાથે કહી બતાવવાની ટેવ તેને વધારે હતી "ને પડી ટેવ તેતો ટળે કેમ ટાળી" પડેલી આદત તો મુએજ જાય. વખત થએ લીંબોળી પણ પાકેછે તે કેહેવત જીવાને માટે ઉલટી થઇ પડી હતી. ન્હેલામાં બેફાટ બોલતો પણ તેને વારવાનો હીમત કોઇની ચાલતી નહી. બોલતો વખતે તે બેહેન દીકરી કે વહુ નો તફાવત રાખતો નહી. આ વખતે તેને ખરાબમાં ખરાબ બે મ્હોટાં દુષ્ટ વ્યસન વળગી પડયાં. જો કે તે પ્રથમથી વ્યસની અને વ્યભીચારી હતો પણ આ વખતથી તો તે બે ચીજોએ ઘરજ કર્યું. યુરોપ શોપ કીપરોની બે ત્રણ દુકાને તો તેનાં નામા હતાં અને તેઓના પચાસ પચાસ ને સો સો રૂપૈઆ જીવા પાસે લ્હેણા ખેંચાતા હતા. શેહેરની પ્રખ્યાત વેસ્યાઓ તેનાથી અજાણી નહોતી તેમ વેસ્યાઓથી તે અજાણ્યો નહોતો. આ બધુ તો બારોબાર બ્હાર ચાલતું એટલે નાતના, ઘરના કે પાડોશીના જાણ્યામાં ઝાઝુ આવતુ નહી પણ તેણે દિવશે દિવશે વધારે હિમત ધરી. પાડોશમાં કાળી દાસ કાકા અઠાવનમે વર્ષે સાત વર્ષની કન્યા સાથે પરણ્યા હતા તેથી વીજળી ભાભો ચોદ વરશે ઘેર આવ્યાં ત્યારે કાળીદાસની ઉમર પાંસઠ વર્ષની થઇ હતી. કોઇ પણ બાબત જેણે અનુંભવી હોય તેનુ વર્ણન તેનેજ મોઢેથી સાંભળ્યુ હોય તો વધારે રસીક થઇ પડે. કજોડાના કષ્ટનો કહાણી વીજળી ભાભીને મોઢે સાંભળવામાં આવે તે બિન અનુંભવી કવિના કરતાં વધારે સારી હોય તેમાં શી નવાઇ છે. હમેશ કહેવામાં આવે છે, કે સ્ત્રીઓએ પતિવ્રત પાળવું. કહ્યા કરતાં કરી બતાવવું તે ઘણું મુશકેલ પડે છે. મ્હોટો કન્યાને ન્હાના

વર સાથે લાકડે માંકડુ વળગાડી અને મીઆં થાય ઘોર જોગ ત્યારે બોબી સયા જોગ થાય તેવાં કજોડાં કરી તેવી સ્ત્રીઓ પાસેથી પતિવ્રતની આશા રાખવી તે શું મિથ્યા નથી? કુદરતી રસ્તો બંધ પાડી શકે તેતો કોઈક વિરલાજ હોય છે તો પછી આ દુનિઆમાં ઘણાં વિરલાની આશા રાખવી તે ફોકટજ છે. ઘણાં સ્ત્રી પુરૂષોને આડે રસ્તે દોરી જનારજ આવાં લગ્ન છે ને જો તેનો બંદોબસ્ત કરવામાં આવે તો અનિતિનો ફેલાવો ઘણે દરજે ઓછો થાય. બાળલગ્ન કે વીજળી ભાભી પરણ્યાં તેવાં લગ્ન થતાં ન હોય તો વીધવાઓની સંખ્યા પણ ઘણી ઓછી થવાની ને જેથી વ્યભીચારે હાલ ઘર ઘાલેલુ છે તે પણ નહી જેવો થઈ જવાનો. સ્વાભાવિક રીતે વિચાર કરતાં ચાદ વર્ષની કન્યા અને પાંસઠ વર્ષના વરને સ્વભાવમાં અને બીજી હરેક બાબતમાં મળતાપણું આવેજ કેમ અને તેની સાથે સ્ત્રીઓને ફાવવું આપવામાં આવે છે.તેનુ તો અણજાણું નથી ત્યારે પછી તેવી સ્ત્રીઓ સારે રસ્તે ચાલે તેની આશા રાખવી તે ફોકટ નથી શું?

પ્રથમ જીવો મર્યાદામાં રહીને થોડો દારૂ પીતો હતો પણ દીવસે દીવસે તેને ખરાબ સોબત વળગવાથી તે દારૂડીઓ થઈ ગયો. બીજી ખરાબ સોબત લાગવાથી માંસ ભક્ષણ કરવામાં પણ તેણે ખોટુ વિચાર્યુ નહી ને તે ટોળીમાં તે "બહુ ખાનારો" કહેવાયો. માંસા હારી અને દારૂડીઓ થયો એટલુંજ નહી પણ તેની સાથે તે પાકો રંડીબાજ નિવડ્યો. આટલા દિવશ તે વેસ્યાઓ અને બીજા ખનગી બાંજરામાં બારોબાર જઈ આવતો તેથી ઝ.ઝી હા હો થઇ કે થતી નહોતી પણ હવે તો તેને એક સારૂં હથિઆર મળ્યું. કાળીદાસ કાકાની—નવી—વીજળી સાથે તે લપટાયો. પ્રથમ તો છાનું રહ્યુ પણ પાછળથી ઉઘાડે છોગે લોકોએ વાતો કરવા માંડી. કાળીદાસે પણ વાત જાણી, વીજળીનાં સગાંને

પણ ખબર પડી પણ તેઓ કરે શું? પ્રથમથી પોતાનાં મુગ વઢાએલાં એટલે તેમનાથી બોલાય પણ કેમ. વીજળીને તેઓ ખાનગી રીતે શિખામણ દેતાં તો તે ચોખે ચોખું કેહેતી કે "તમે હવે શું મ્હો લેઇને શીખામણ દેવા આવ્યાં છો. પૈસા લેવાની લાહે તમે મારૂં સુખ ક્યારે વિચાર્યું છે. વાંક સઘળો તમારો છે માટે શાણાં થઇને મને શીખામણ દેવામાં શું પ્રયોજન હતું?!" તેનો ધણી જ્યારે તેને કંઇ કેહેવા જતો ત્યારે તેને તો મશકરીમાંજ ઉડાવતી અને સારી ચાલે ચાલવામાં તેની પાસેથી એવા પ્રકારની સરતોની માગણી કરતી કે કાળીદાસને બિચારાને ચુપકી પકડીને બેશી રહ્યા વગર ચાલતુંજ નહી. આ પ્રમાણે બે અક્ષર વીજળીને કેહેનાર મળતુ કે કહેવાતુ પણ જીવાની આગળ તો કોઇથી એક અક્ષર પણ ઓચરાતો નહી. ચોટનીસ અને તેનો ઉપરી આ સઘળુ જાણતા પણ સર્વે ઉમાલાયક હોવાથી કોઇ તેને કહી શકે તેવુ નહેતું. એ બેનો સાથેજ બેશીને તેણે ઘણી વખતે ખાધેલુ પાધેલુ હોવાથી તેઓ બિચારા શિખામણ પણ શી દે?

જીવાના જેવુ ભાગ્યશાળી બીજુ કોણ હશે? ડેપ્યુટી કલેકટરની શિરસ્તેદારી બરોબર બારજ મહીના રહી. તા. ૬ ઠી મે સને—ને દીવસે ડીપોટી કલેકટરનો શિરસ્તેદાર બન્યો અને તેને બીજેજ વરસે ને મે મહીનાની તેજ તારીખે તેણે રૂ. ૩૫ માંથી રૂ. ૫૦ માં ફર્સ્ટ આસીસ્ટંટ કલેકટરના શિરસ્તેદારની જગો ખાલી થવાથી તે જગોનો ચાર્જ લીધો. જીવાના જેવી છેકજ ન આવડતવાળાને આ પ્રમાણે પ્રોમોશન મળે તે વખતે નશીબ નહી તો બીજુ શું કહેવું. આ શિરસ્તેદારીમાં તેણે લાંબો હાથ કરવા માંડયો. અહીંથીજ તેણે લાંચ લેવી શિરૂ કરી. નવુ શિરૂઆત હતી તેથી પ્રથમ તો ઉઘાડો પડયો નહીં. કોઇ મુખી મતાદાર કાંઇ ખાવાના

કે ખપતી જગ્યા મુકી જાય તો તે વગર આનાકાનીએ રા-
ખવા માંડી, અને પછી તો ધીરે ધીરે કાગબકુ જડપથી ચાલ
વા માંડયુ. દારૂડાએ અને તેના સાથે રંડીબાજ થયો એટલે
પૈશાની તંગી વધુ પડવા માંડી. પેહેલેથીજ સાહેબ લોકોને
તો પી ગએલો અને ખુશામત તો પોતાના બાપની એટલે
ઉપરી સાહેબોને અવળુ સવળુ સમજાવી ધાર્યા પ્રમાણે ધમ
ધોકાર કામ કાઢી લેવા માંડયુ. ફોજદારી કામોમાં જીવાભાઇ
ધારે તેને સજા કરાવે ને ધારે તેને છોડાવે એ પ્રમાણે
તાલુકાના ગામોમાં વાતો પ્રસરી રહી. રેવન્યુ કામોમાં મુખી
મતાદાર સબંધીના પટલાઇના તુમારોમાં તથા બીજી ભારે
હરાજીઓ કે એનના કામમાં જીવાભાઈ અજ ધારયું કરે છે
એમ થયું. તલાટીઓને પ્રોમોશન આપવામાં કે તલાટીની
નવી જગો આપવામાં પણ જીવાભાઇનું ચલણ ચલાવા
માંડયું. આ પ્રમાણે થવાથી જીવાને પુષ્કળ ઘરાકી આવવા
માંડી. ફોજદારી કેસોમાં આમરૂદારને આબરૂ જવાની અણી
તેથી તેવા મ્હોટા કામમાં હજાર અને પાંચસેએ હીસાબ
ચુકાવા માંડયા. રેવીન્યુ તુમારોમાં પટલાઇ અને મમતનાં કામ
તેથી પચાસમાં પૈ ઓછી લેવાનો વિચાર તેણે રાખ્યોજ ન-
હોતો. અને તલાટીઓને પ્રોમોશન આપવામાં પણ એક ન
રીવાજ રાખ્યો હતો. સતરના વીસ કરાવવા હોય તો પચીસ,
ચઉદના સતરમાં પાંત્રીસ, બારના ચઉદ કરતાં પણ તેટલીજ
રકમ અને દસના બાર કરવા હોય તો પચાસમાં કાંઇ
ઓછુ લેતોં નહી. નવી જગો આપતી વખતે બસેંમાં એક
દોઢીયુ કમતી લેવાના આ હરામખાઉએ સોગન લીધા હતા.
નોકર વર્ગ આમ પૈશા આપે તેવો નહોતો પણ જીવાભાઇના
કારસ્તાનથી હકવાળાના ખરા હક ડુબતા તેથી તે આપતા
અથવા તો જેમને બીજાના હક ડુબાવી પ્રોમોશન જોઇતાં
તે આપતા. નવિ જગોમાં પણ ફર્ટ કલાસ સર્ટીફીકેટવાળો

રહી જવાની બિકથી તે આપતો કે સેકંડ કલાસ સર્ટીફીકેટ વાળાનો હક છતાં જગો ન મળે ને પોતાને મળે તેને માટે ઘણા પોતાના જેવા સર્ટીફીકેટવાળા હોય તો તેમાથી પોતાને મળે તેવા કારણથી જીવાનુ મન મનાવતા હતા.

## પ્રકરણ ૮ મું

—o*o—

ઇદ્રવિજય છંદ.

કામ કરે જન કોઈ પરંતુ ઇનામ લઇ જન જાય અનાડી,
ચોરિ કરે વ્યભિચારિ કરે વળિ તોર ધરે અનિતી કરિ આડી;
તોય ન ઊપરિ આંખ ખુલે કહિ જૂઠ બહુ બચિ જાય લબાડી,
તો નહિ ઉપરિ સાહિબ તે રિપુ રાજ્ય તણા ખુરરાજ બગાડી. ૧

---

જીવાની જગોએ જો બીજો કંજુસ અને લોભીઓ શિરસ્તેદાર હોત તો તેણે બે ત્રણ વર્ષનાં દસેક હજાર રૂપૈઆ એકઠા કર્યા હોત પણ આ ઉડાઉ રંડીબાજ અને દારૂડી આને આયપત કરતાં વરો વધારે હોવાથી દેવાદારને દેવાદાર રેહેલો. ખરૂં છે, કે લાંચ અને ચોરીની વચ્ચે ઘણો થોડોજ તફાવત છે અને તેથી લાંચ કે ચોરીથી મેળવેલો પૈસો ત્રીજી પેઢી સુધી કદી પ્હોચતો નથી એ કહેવત પ્રમાણે જીવાએ સંગ્રે કર્યો હોત તો તેનો પાસે પુંજી તો થાતજ.

જીવો અને તેની જગોએ આવનાર કે થઇ ગયેલા શિરસ્તેદારો રૈયતને કનડી આડે માર્ગે પૈસા પેદા કરે ને તેમ ન કોઈ પુછનાર નહીં તેનું કાંઈ કારણજ નહીં હોય એમ ઘણાના મનમાં આવવું જોઇએ. કેટલાક સિવીલીયનો જ્યારે પ્રથમ આ દેશમાં આવે છે ત્યારે દેશ રીવાજ અને લોકથી તદન અજાણ હોવાથી ને વિલાયતની ચોખી હવા મગજમાંથી ખશી આ દેશની હવા પેઠેલી નહી હોવાથી તેઓ

લોઅર હાઇયર સ્ટેન્ડર્ડની પરિક્ષા પાસ કરેછે અને બે ચાર તાલુકાઓ તેમને સ્વતંત્ર રીતે સોંપવામાં આવેછે ત્યાંસુધી તેઓ એવા શાણા ને ડાહ્યા જણાય છે, કે આગળ જતાં તે હુશિઆરોમાં હોપ સાહેબના જેટા નિકળશે પણ જ્યા મોજ શોખમાં પડ્યા. મનમાં ભરાવા માંડ્યું, કે "આપણે રાજ્ય કર્તા, દેશિઓ આપણા ગુલામ અને આપણે સર્વ પ્રકારે દેશિ પ્રજાથી ચઢીઆતા તેથી કામ નહી કરીએ, ઇનસાફને કોરાણે મુકીશું ને મનસ્વી રીતે ચાલીશું તો આપણી ગોરી ચામડી છે તેને કોઈ પુછનારજ નથી" વિગરે વિચારો મગજમાં ભરાઇ જવાથી તેઓ સુસ્ત બની જાયછે; મનમાં આવે તેમ વર્તેછે અને સરકારી કામમાં ચાત ન પરોવતાં શિરસ્તેદારોના કહેવા ઉપર વિશ્વાસ રાખી ઉંડા ન ઉતરતાં બિલાડાં ઘસડી આપે છે. આ પ્રમાણે ચાલનાર સુસ્ત સિવીલીયનો દેશી કામ સબ ખીચડા સમજી અને મોઢેથી કહી તેની સામે તદન બેદરકારીની નજરથી જુએછે અને જ્યારે સરકારમાં કાંઇ રાપોર્ટ કરવા સબંધીનું કામ હોય છે ત્યારેજ તેમાં ઉંડા ઉતરી પાંચ પચીસ શીટનો મોટો રીપોર્ટ ઘસડેછે જેથી સરકારમાં તે સાહેબને કામકાજમાં પ્રવીણ અને એક હુંશિઆર સિવિલીયન તરીકે ગણવામાં આવેછે અને સેક્રેટેરીઅટમાં જગો ખાલી પડેછે તો તેમને પેહેલાં બોલાવી લેવામાં આવેછે. જે સિવિલીયનો ઘણી ચીકાશથી તુમારે તુમાર વંચાવી શિરસ્તેદાર અગર ઓટર્નીસની ખબર લેઇ નાંખેછે, રૈયતને સુખનાં ખાતાં જેવાં કે, મ્યુનિસિપાલીટી, લોકલફંડ, આબકારી, ફોરેસ્ટ અને રેવન્યુની બાબતમાં તપાસ કરી બરોબર બંદોબસ્તને માટે હદ ઉપરાંત મેહેનત લેછે તેમને સરકારમાં વખતે ગણવામાં પણ નથી આવતા ને એકાદ કાંઉંનસીલર કે સેક્રેટેરીની કફાને લીધે પ્રોમોશન નહી મળવાથી છેવટ રીટાયર થવું પડેછે.

આસીસ્ટંટ કલેકટરનો શિરસ્તેદારની બે વરસની મુદત માં જીવાને બે સાહેબો મળ્યા તે બન્ને આળસુના પાદશા હ ને ચાલચલગતમાં પણ સર્વે ઉપમાલાયક હતા. એક દા રૂડીઆ હતો તો બીજો ગ્લાસપટ હતો. આ બન્ને સાહેબો ને જીવાભાઈ માફક આવે તેવા હતા. દારૂ પીવામાં તે સા હેબનો જોટો હતો અને સાહેબને માટે ગ્લાસો લાવી આ પવામાં તે ઘણી ખુશીની સાથે હુકમ માથે ચઢાવતો. આવે પ્રકારે તેણે બન્ને સાહેબોની મેહેરબાની મેળવી હતી. આ બેમાંથી છેલ્લા સાહેબની વખતમાં જીલ્લાનો કલેકટર રજા ઉપર જ વાથી છ મહીના સુધી તે ચાર્જ રહ્યા. જીવાભાઈનો ઓફીસ માં કામ તો કારકુનો કરતા અને સાહેબ સહીઓ કરવામાં સમજેલા તેથી શું છે કે કોણે લખ્યું તે તે પુછે શું કરવા અને સાહેબ બહાદુરને તે જાણવાની જરૂર પણ શા. તેનો એમજ જાણતા, કે આ બધું કામ જીવો કરે છે અને તેના જેવો બીજો એક પણ હુંશિઆર માણસ આખા જીલ્લામાં નથી. સાહેબ ઇચાર્જ હતા તે વખતે રૂ. ૬૦)ના પગારની ડીપોટી ચીટનીસની જગો ખાલી થઈ અને તે જગો સાહેબે જીવા નેજ પસંદ કરીને આપી. "વગે ચોરી વગે ન્યાય વગ ન હોય તો પાછો જાય." ડીપોટી ચીટનીસની જગોનું મહ ત્વ કાંઈ ઓછું નથી. રેવન્યુ અને ફોજદારી ટપાલ ડીપો ટી ચીટનીસે લખવી જોઈએ તથા ઓફીસમાં ચાલતા સઘ ળા કામ ઉપર દેખરેખ રાખવી તે પણ ડીપોટી ચીટનીસ નું કામ છે. જીવાને આમાંનુ એક પણ કામ આવડતું ન હોતું પણ ચીટનીસ જાતે હુંશિઆર હોવાથી અને તેની મ રજી જીવાને પાસે રાખી નિભાવી લેવાની હોવાથી જીવાને ઝાઝી અડચણ પડી નહી.

આસીસ્ટંટને ત્યાં શિરસ્તેદારીમાં રૂ. ૫૦) પગાર મળે અને તેની સાથે પંદર રૂપૈઆં કાયમ ભથ્થુ મળે તો પાંસઠ

રૂપૈઆનો પગાર મળવાથી ડોપોટી ચીટનીસમાં તો રૂ. ૬૦) પગારના દેખવાના અને ભથ્થુ તો જ્યારે સ્વારીમાં જાય ત્યારેજ દેખે તેમાં કાંઇ ખરચ થાય એટલે પગારમાં શારે ગારો ફાયદો પડવાનો નહી. વળી આસીસ્ટંટને ત્યાં તો સ્વતંત્ર કારભાર રહ્યો, ઈચાર્જ મ્હાલોના લોકો ભાવ પુછતા આવે ને કોઈ પણ કામ ખીસ્સાં ભરાવ્યા વગરનું ભાગ્યે ખાલી જાય. આસોસ્ટંટને ત્યાં હતો ત્યાં સુધી જીવો લાંચ લેતાં ઝાઝુ શિખ્યો નહોતો એ વાત ખરી છે. માત્ર કોઈ કાંઈ કિમતી વસ્તુ આપી જતો તો તેની તેને ના નહોતી. દિવશે દિવશે જેમ પગાર વધતો ગયો તેમ તેમ ખરચ પણ વધે તેમાં નવાઇ નથી. જીવાને તો દારૂનું, વીજળી ભાભોનું અને પોતાનુ ખરચ પુરૂ કરવાનું હોવાથી ખરચ વધારે વધ્યું હતું. કોઇની પાસેથી રોકડ લાંચ નહોતો લેતો તેનું કારણ બીજુ કાંઇ નહી પણ કામમાં આવડ નહોતી એજ હતું. હવે તો જે કીમતી વસ્તુઓ આવતી હતી તે પણ બંધ થઈ. આવક ઓછી થઈ ને ખરચ તો તેનું તે રહ્યું. આથી તેને પ્રથમ કરતો હતો તેથી વિશેષ બજારમાં દેવું કરી કાપડ વિગેરે વસ્તુઓ ખરિદ કરવાની જરૂર પડી. દરમહીને પગાર ઉપરાંત, પચીશ ત્રીશ રૂપૈઆ વધારે થવા માંડયા અને એકંદરે દોઢ વર્ષ ડીપોટી ચીટનોસમાં રહ્યા તેટલામાં પાંચશે રૂપૈઆના લ્હેણદારોએ ઘેર ધકા ખાવા માંડયું. શોભાગ્ય કાકીને જીવાની આ ચાલ જોકે પસંદ નહોતી અને તેથી તે તેને ઘર મેળે ઠપકો આપતા પણ તે સઘળું પથ્થર, ઉપર પાણી હતું. છોકરો મોટો થયો એટલે વધારે પણ ન કહેવાય તેની સાથે જેની તરફની આટલે દરજ્જે ચઢવાની સ્વપ્નામાં પણ આશા નહોતી તેથી એક તરફથી સંતોષ અને બીજી તરફથી સોભાગ્ય કાકીને દિલગીરી જેવું હતું. ભાઇને વીજળી ભાભી વળગી છે તેની શોભાગ્ય કાકોને સારી પે

કે ખબર હતી પણ તે કારણથી જીવો તેની સ્ત્રી દેવલક્ષ્મી ને પસંદ ન પડવાથી દરરોજ મારતો તે તેમને પસંદ નહોતું. જીવાની પરણેત સ્ત્રી દેવલક્ષ્મીને આ વખતે બે છોકરા ને એક છોકરી હતી. છોકરી તેની મા જેવી શાણી ને ડાહ્યી હતી પણ છોકરો તો વડ તેવા ટેટા હતા. છોકરી સૌથી મોટી હતી તેથી તેનો ઉમર દશ વર્ષની ને બે છોકરાની ઉમર અનુક્રમે સાત અને ચારની હતી. શોભાગ્ય કાકીએ વ્હેણદારોનુ તો પતવ્યું પણ તેથી જીવાની આબરૂ નાત જાતમાં વધારે હલકી પડી. વળી તેથી વધારે લાગણી લોકોને એથી થઈ કે ગરિબ ગાય જેવી દેવલક્ષ્મીને જીવાએ વધારે ને વધારે દુઃખ દેવા માંડયું. કાળીદાસ કાકા આંખે દેખતા બંધ થયા હતા તેથી જીવાને બાર પાદશાહી થઇ હતી પણ તેનો ન્હાનો ભાઇ પોતાના કુટુંબની ફજેતી સાંખે તેવો નહોતો. એક વખતે રાત્રીની વખતે જીવાને ઘરમાં પેસતાં દિઠો એટલે બારણે સાંકળ વાશીને સવારમાં બન્ને જણનો ફજેતો કરવાનો નિશ્ચય કર્યો. તેના મનમાં આવ્યું, કે ઘણા દિવશની દાઝ કાઢવાનો વખત આજે આવ્યો છે. જીવાને પુષ્પાંજળી આપવાને પોતાની એક મજબુત સોટી તેણે તૈયાર કરી રાખી, અને પોતાના બે ખાસ મિત્રો હતા તેમને સવારમાં બગ બગામાં પોતાને ઘેર આવવાનું નોતરૂં દેઈ આવ્યો. તે રાત્રે પથારીમાં સુતો હતો પણ બરોબર ઉંઘ આ આવી નહી. તેના મનમાં તો એમજ હતું કે "મારા ઘરની આબરૂ લેનાર આજે ઘણી મુદતે સપડાયોછે તેને સવારમાં ક્યારે મળું ને મારી મજબુત સોટી વડે શિખામણના બે બોલ કહું." પણ અરે! તેના તે વિચાર તો તેના મનમાં ને મનમાંજ રહ્યા. તેના દોસ્તોને વિલે મોઢે પાછા જવાની જરૂર પડી, અને સવારમાં જુએ છે તો તેના મોટા ભાઈના ઘરના બારણે સાંકળ ફાંકળ કાંઇ મળે નહીં ને વીજળી ભા

ભીને હીંચોળા ખાટે બેશી પ્રભાતીઆં ગાતાં સાંભળ્યાં. હમે
શની માફક રાતના ચાર વાગ્યા એટલે જીવાભાઈને જવાની
વખત થઈ હતી તેથી બારણાં ઉઘેડવા ગયો તો બારણે સાં
કળ દિઠી. આથી વીજળી ને તે બે પ્રથમ તો ગભરાયાં. તેમ
ણે બહાર નિકળવાને હજાર ઉપાયો ખોળ્યા છેવટે જીવાને
એક યુકિત સુજી. રસ્તા ઉપરની બારીઓ જમીનથી ઘણી
ઉંચી હતી તેથી તેનાથી સેજ તો ઉતરાય તેવુ નહોતું
તેથી ફરેતાળે દોરડાં બાંધી તે રસ્તે નિચે ઉતરી પડયો
અને દોરડું ઉપર વીજળીએ ખેંચી લીધું. કેવી ફજેતી—જી
વલાના ડાપેટો ચીટનોસની!! વીજળીના દિયરને તેના યત્ન
માં નિષ્ફળ થવાથી તથા પોતાના મીત્રોની આગળ ઝંખવા
ણા પડવાથી ઘણું લાગ્યું. નાત જાતમાં થતી વાતોથી તે
ને નિચું જોવું પડતું હતું. બધા વખતનો રોષ આજે કા
ઢવાનો લાગ આવેલો જાણ્યાથી ઘરમાં ધાંધલ મચાવી મુક્યું.
કાળીદાસ ઉપર ઘણો ગુસ્સો કાઢયો અને આડકતરી રીતે
ફરિથી વૃધાવસ્થામાં લગ્ન કરવા માટે બહુ ઠપકો દિધો.
ઘડપણમાં કાળીદાસને પણ પાણી ચઢયું ને એટલો ધમા ધ
મ કરી મુકી, કે તે દિવસે રાંધ્યાં ધાન રહ્યાં. વીજળીને તે
ની મેડીમાંજ તાળુ મારી પુરી મુકી. બાર ઉપર એક વાગે
ઘરનાં બીજાં માણસોએ બકોર મહારાજે જે રાંધ્યું તે
ખાઈ લીધું ને વજળીનો કોઈએ કાંઈ ભાવ પુછયો નહી. જી
વાનો વિશ્વાસુ ચાકર ખીમો આ ખબર દોડતો દોડતો કચે
રીમાં કેહેવા આવ્યો ને તેને સઘળી ખબર કહી. રજાલેઇને તરત
જીવો કચેરીમાંથી ઉઠયો ને રસ્તામાંથી કંદોઇની દુકાનેથી
મિઠઈ વિગરે લેઈ ઘર તરફ ગયો. વીજળીના ઘરની પછી
તનુ બારણું તેજ ઘરની છીંડીમાં પડતું હતું અને તે છીં
ડીમાં એક ન્હાની બારી હતી તે શરિઆમ રસ્તામાં સડક
ઉપર પડતી હતી તેથી જીવાએ ઘેર વિચાર કરી બારીની

બાજી કુંચી પોતાની પાસે હતી તે વતી બારી ઉઘાડી છીં-
ડીમાં પેઠો. આ વખત ઊન્હાળાનો હતો ને દોઢશનો એક
વાગ્યો હતો તેથી રસ્તામાં ચકલુ સરખુમે ફતુ નહીં ને તેજ
કારણથી જીવાને છીંડીમાં પેસતું ફાવ્યું. છીંડીમાં પેઠા
પછી જીવાએ શીસોટી વગાડી એટલે વીજળી જે ઘણી ઉદા
શીમાં પાછલી મેડીમાંજ બેઠી હતી તે એકદમ ચોંકીને ખુશી
થતી થતી પાછલી બારીએ આવી. વખત ઘણો થોડો હતો
ને રખેને કોઈ આવી પ્હોંચશે એ બિકથી જીવાએ સાલો ફાં
સવાની સાન કરી જેથી વીજળીએ સમજી જઈ તે પ્રમાણે
કરવાથી, આણેલું ખાવાનું તેમાં જીવાએ બાંધ્યું ને તરત ર
સ્તો પકડયો. વીજળી અને જીવો નિર્લજ હતાં તેથી તેમને
આટલી ફજેતીથી પણ સાન વળી નહીં. ને તેમણે તે ચા
લ થોડી મુદત રહીને તેવી ને તેવી ચાલુ રાખી.

## પ્રકરણ ૯ મું

—o*o—

સવૈયો છંદ.

ગાજર જેવા નાજર કરતાં જરનું જોખમ હાજર થાય,
(ઠગનાર) ચીટર ને ચિટનીસ કરે તો બધા પ્રજાને લૂટી ખાય;
કલેકટરોને કાન હોય ત્યાં કેમ ન વળતે કાળો કેર,
હીમ્મત હિંદુને નહિ તેથી કરે ખુશામત ઘેરે ઘેર.

---

એક બાબતમાં હિંદુ સંસારથી ઇંગ્રેજી સંસાર ઘણે દરજ્જે
ચઢીઆતો છે એમાં તો કોઈથી ના કહેવાય તેમ નથી. સ
ઘળી વસ્તુઓમાં કાળી અને ધોળી બાજુ તો રહેલી હોય
છેજ; પણ જે તરફ બેમાંથી એકનું વજન વધેછે તે બાજુ
ને દુનિઆં સારી કે નઠારી કહેછે. અનિતિ એકલી ઈંડિ
આમાંજ છે ને વિલાયતમાં નથી એમ તો નથી પરંતુ જે
દેશમાં અનિતીવાનો ઉપર ઠોક વધારે ને તેવાઓને ચાનક

આપનાર ચીજો જાદે હોય ત્યાં તેનો પ્રસાર થોડો એમાંતો ના કેમ કહેવાય ? દિલગીરીની સાથે કહેવું પડે છે કે હિંદુ સંસારનું હાલનું બંધારણ એવા પ્રકારનું છે, કે એક ન્યાતમાં વ્યભીચારી, ચોર, દુરવ્યસની અને મ્હોટામાંમ્હોટા ગુન્હાને પાત્ર થએલો અથવા તેથી અતિ ઘોર શિક્ષા પામેલો માણસ એક નિશકલંક ને આબરૂદારની બરોબરી કરેછે કે કરવાને હીમત ધરે છે. હાવો ખરાબ ચાલનો પણ કુળવાન હોવાથી ન્યાતમાં સનમાન પામેછે તેનાં છોકરાંને કન્યા પેહેલી મળેછે અને કોઇ ન્યાતનો વિદ્વાન હોય પણ તે કુળવાન નહીં હોવાથી તેને કોઈ ગણતું નથી ને છોકરાંને કન્યા મળવાના સાંસા પડેછે. ઇંગ્રેજી પ્રજા આથી ઉલટુંજ સુખ ભોગવેછે. તેમની સોસઇટીમાં ગમે તેવો મ્હોટો ઉમરાવ હોય ને તેણે પ્રથમ ગમે તેવી ને તેટલી સંસારમાં પ્રતિષ્ટા મેળવી હોય પણ એક વખતે તેના ઉપર કોઈ પણ તરેહનું આળ આવ્યું તો જોઈ લ્યો તેનો બ્હાર. શ્રેષ્ઠ મનુષ્યોની મંડળીમાંથી તેને પોતાનેજ દુર થવું પડવાનું. તે દેશનું આખું સંસાર મંડળ એક થઈ ને તેને ચકડોળે ચઢાવવાનું, ને એક રીતે કહીએ તો તેની સઘળી પાછલી આબરૂ ઉપર કાંઈ પણ વિચાર ન કરતાં તેને એકદમ સંસાર બ્હાર હાંકી કાઢવાનું. મનુષ્યને સુધારવાને તેનું જન મંડળ છે. જ્યારે તેને જન મંડળ તરફનો ઠોક ન હોય તો તેને બીજી બિકરહી પણ શેની. કેદમાં જઈ આવનારને એક વખતે કેદમાં જઈ આવ્યા પછી બીજી વખતે આબરૂની બિક શેની રહે. પણ જો તે કેદમાં જઈ આવનારને ન્યાત બ્હાર રાખવાના કે બીજી તેવી શીક્ષા કરવાના ધારા હોય તો તે જન મંડળ ઘણું શ્રેષ્ટ થાય એને કહેવાય. અહીં તો શ્રીમંતોજ શ્રેષ્ટ મનાયછે એટલે શું કહેવું ! !

જીવો કેદમાં નહોતો જઈ આવ્યો તેટલીજ ખામી હતી,

નહીં તો તેઉ સાહેબ સર્વ ગુણ સંપન હતા તે ખાટલી ભગત તે ની સાથે વ્યભીચારો છે એમ તેના ન્યાતીલા સર્વે જાણુતા હતા પણ તે જીલ્લાના રાજાનો આ વખત તો તેનો સગો ચીટનીસ મામલતદાર થવાથી, ચીટનીસ-કારભારી-થવાથી અને તેની સાથે તેને પોતાના બાપનો વારસો હાથ આવવા થી પૈસાવાળો થયો હતો તેથી તેના સામી કોઈ આંગળી સ રખી કરી શકતું નહીં. તેની પાસે એક તરફથી પૈસાનું અને બીજી તરફથી રાજ્ય દરબાર તરફનું જોર હતું. નોક રી વગરના છોકરાના માબાપ તેનાં ઓશીઆળાં રહેતાં. જી વો ગમે તેવો ખરાબ ચાલનો હોય તેનો તેમને દરકાર ન હોતી તેમને તો હરેક પ્રકારે જીવાને ખુશ કરી પોતાનાં છો કરાંને નોકરીમાં દાખલ કરાવવાની ગરજ હતી ને તેથી તેઓ જાણ્યા છતાં ખુલ્લી રીતે જીવાની પક્ષ ખેંચતાં. હાવા હા વા ગરજઉ માંખણીઆ ભકતોથી જીવાની કેટલીક એબ તો ઢંકઈ રેહેલી હતી.

કલેકટર!—જીલ્લાનો રાજા!! જેની પાસે ડીસ્ટ્રીકટના મેજીસ્ટ્રેટનો અખતીઆર, જેણે ધાર્યું હોય તેને બાંધે ને ધારયુ હોય તેને છોડે, સરકારે જેને માનેલો, કાયદાએ જેને ધીરેલો અને સર્વ સત્તાધારી જે પ્રજા ઉપર તે જો આંધળો, હદથી જાદે વિશ્વાશ રાખનારો અને પોતાને સોંપેલું અતિ જોખમનું કામ મોજ શોખમાં રહી બીજાને હાથે કરાવે તો કેવો વહલે તે જીલ્લાના લોકોનો બિચારાની!! ઘણી વખ તે ઘણા કલેકટરો પોતાનું શું કર્તવ્ય છે તે બિલકુલ સમ જતાજ નથી ને વળી વખતે કેટલાક કલેકટરો સમજેછે તો તેઓ રાજા બની આળસને લીધે તેમની સમજાણનો ઉપી યોગ કરતા નથી કે કરી જાણુતા નથી તેથી તેમને આશ્રે- વિશ્વાસે-સોંપેલી ગરિબ ગાય જેવી પ્રજાને જે આપદા પડેછે તે નવર્ણન કરી શકાય તેવી હોયછે. તેમની આવી બે દરકા

રીને લીધે તેમના કામદારો લુચ્ચા, લાંચીઆ અને એટલા ખાઇ બદલા બનેછે, કે રૈયત ત્રાહ ત્રાહ પોકારે છે. ઘણો વખતે પ્રજામાંથી કોઇ વિરલા બ્હાર પડવાને પ્રયત્ન કરે પ ણ ચંડાળ ચોકડીના જોરથી આપણે કાંઇ ફાવવાના નથી એમ ધારી અને તેની સાથે તેવાજ પ્રકારની આશાપાશાના ની શિખામણથી દમ ખાઇને બેશી રહેવું પડે ને તે કારણ થી લફંગાઓ વધારે ને વધારે ફાટે તેમાં નવાઇ પણ શી. ઉપરીનો સંપૂર્ણ વિશ્વાસ અને પ્રજા નરમ એટલે તેમને વા રનાર કે શિખામણ દેનારનું તે કેમ માને? જીવાએ જો શિખામણ માનો અથવા લીધી હોતતો તેને આ ખરેખરો પ્રસંગ હતો. જીવાનો મોટો ભાઇ દિવાની ખાતામાં રૂ. ૧૦૦) ની નાઝરની જગો સુધી પોચ્યો હતો. જીવાના જેવો તે પણ નશિબવાળો હતો. વગર આવડે તે પણ આટલે સુધી ચઢયો હતો. નાઝરની જગો ઉપર કલ્યાણરાયે જુલમ કર વામાં બાકી રાખી નહીંહતી. લોકો પાસેથી તે ઉભે ગળે લાંચ ખાતો. ને વખત આવ્યે તે ભલ ભલાને પણ છોડતો નહીં. જ્યાં સુધી રૈયતને રંજાડી અને તેની પાસેથી લાંચ લે વામા બાકી ન રાખી ત્યાં સુધી તો ઠીકા ઠીક ચાલ્યું પણ જેની દાઢ ચળેલી હોય, જેણે એક વખતે કાંઇ કામ કરવાને હીમત ધરી તે બીજી વખતે વગર વિચારે તે થી ભારે કામ કરવાને પણ આંચકો ખાય નહીં. એક વખ તે જપ્તીમાં આવેલો રૂ.૪૦૦૦] નો માલ નાઝરના કબજામાં થી ઉડવાનો બુમ ફેલાઇ. કલ્યાણરાયે આ વખતે કરીતો પ કકઇ પણ ઘણું પાપ ક્યાં સુધી ઢંકઇ રહે? માલ આવ્યો તે તેજ દિવસે ઉડાવ્યો અને તેને ત્રીજે દિવસે સાત દિવસ ની કેજ્યુઅલ રજા લેઇ ઘેર રજા ઉપર રહ્યા. કોઇ પણ સર કારી નોકર થોડા દિવસ માટે રજા ઉપર જાય તો તેની પા સેથી કાંઇ બધો ચાર્જ લેવાતો નથી, અને તેથીજ દીપે

ટી નાઝરે કલ્યાણરાય પાસેથી સઘળી વસ્તુઓનો ચાર્જ તં
પાશો લીધો ન હતો. માલ ઉઠાવ્યાની વાત કચેરીના ફરા
શ અને નાઝર બેજ જણ જાણતા હતા. રજા ઉપર આ
વી કામ કરવા માંડ્યું તેની સાંજરે જાણીનેજ કાંઈ કામને
મીશે ડીપોટી નાઝરને પોતાની પાસે રાખી દાગીનાવાળી
પેટીનું સીલ તોડ્યું, ને સર્વેની અજાયબી વચ્ચે જોયું તો
પેટીની અંદર એક પણ દાગીનો મળે નહીં. ડીપોટી ના
ઝર જતનો વાણીઓ હતો તેના તો હોંજાજ ગળી ગયા. ક
લ્યાણે ઉપરથી અજાયબીની સાથે દિલગીરી બતાવી પણ
બોલ્યો કે "સારૂં હતું, કે હું રજા ઉપર હતો નહીં તો
મારે વચ્ચે ઓભા થાત." દાગીના ઉઠ્યાનું આખી કચેરી
માં જાણ્યું. જે હોય તે અંદર કલ્યાણની ઠગાઇ છે એમ ક
હેવા લાગ્યા પણ તેના દમ આગળ કોઈથી બ્હાર પડીને બો
લાય નહીં. છેવટ જજને ત્યાં રીપોર્ટ કર્યો તેમાં સત્ય હતું તે
આગળ આવ્યું. ડીપોટી નઝર નીર્દોષ માલમ પડ્યો ને ક
લ્યાણની કસુર ગણી નોકરીમાંથી પાણીચું આપવા હુકમ થ
યો. ડીપોર્ટી નાઝરને તો તેના પ્રમાણકપણા માટે ઉલટી
નાઝરની જગો મળી.

પોતાના ભાઈને થયેલા નુકશાન ઉપરથી જીવાએ શિખા
મણ લીધી હોત અને તે વખતથીજ સીધે રસ્તે ચાલ્યો હો
તતો આગળ ઉપર તેનું કાંઇ પણ શ્રેય હતું, પરંતુ તેણે
તો તેથી ઉલટોજ રસ્તો પકડયો. દિન પ્રતીદિન તે અનિતી
ને રસ્તે વધારે ને વધારે ચઢતો ગયો. ચીટનીસ થયા પછી
તેનેતો સ્વર્ગ ચાર આંગળજ બાકી રહ્યું.

## પ્રકરણ ૧૦ મું.

—०*०—

દોહરા.

મોટા પણ અધિકારિને, જો નવ પૂછે કોય;
તો નોકરની ઠોકરે, મજા પિડાતી હોય. ૧

રમતિઆળ જ્યાં અધિપતિ, ચીટનીસ જ્યાં ચોર;<br>
ત્યાં અધર્મ અન્યાયનું, જબરૂ જામે જોર. ૨

---

કલેક્ટરો, તેમના આસીસ્ટંટો અને ડીપ્યુટી કલેકટરો પંદરમી જુને એક પછી એક હેડ કવાટરમાં આવી જતા અને પેહેલી નવેંબરથી પંદરમી નવેંબર સુધીમાં પાછા બ્હાર પ્રગણામાં નિકળી પડતા. સ્વારીઓમાં નિકળ્યા પછી સરકારના ઠરાવ પ્રમાણે સઘળા સાહેબજાદાઓ ચાલતા હોય તો પ્રજાને ન ધારેલો ફાયદો થાય તે નિઃસંદેહ છે પણ નથી જોવામાં આવતા જુજ શિવાય તેઓ પૈકીના કે જેઓ રાજ્ય કરતાઓના હુકમને માન આપતા હોય. ઘણી વખતે જોવામાં આવેછે કે જેવી હાંશ અને હોંશીઆરીથી નવા સીવીલીયનો જ્યા સુધી આસીસ્ટંટની જગો ઉપર હોય છે ને કામ કરે છે તેવીજ હોંશ અને હોંશિઆરીથી તેનો તેજ સીવીલાયન કલેકટર બને છે એટલે કામ કરતો નથી, અને મોજશોખમાં પડે છે. ખરૂ કહીએતો જીલ્લામાં મુલ્કીખાતાનો સઘળો આધાર કલેકટર છે. આસીસ્ટંટોએ કરેલા હુકમોનો છેવટ નીકાલ તેમને હાથે થવાનો હોય, તેમને મુલકીની સાથે આખા જીલ્લાના મેજીસ્ત્રેટનો અધિકાર મળેલો હોય છે. થર્ડ અને સેકંડ કલાસ મેજીસ્ત્રેટોના ફેંસલા ઉપર તેમની પાસે અપીલો થાય છે. ડીસ્ત્રીકટ લોકલ બોર્ડનો પ્રેસીડેંટ પણ જીલ્લાનો કલેકટર હોય છે, અર્થાત રઇઅતની જેટલી સુખ દુઃખની બાબત રાજ્ય તરફથી સંભાળવાની છે તે સઘળી બાબતો કલેકટરને સોંપેલી હોવાથી તેમને કરવાની હોય છે. પણ તેઓ પૈકી કેટલાક પોતાનો ખરો ધર્મ બજાવતા હોય એમ જોવામાં આવતુ નથી. આ સર્વે મળેલા અખતિઆરોનો સામટો અર્થ તેઓ એવો લેછે, કે આપણે હવે આટલા મુલકના રાજા બન્યા. કલેકટર બન્યા એટલે પરમેશ્વરને ખોળે

બેઠા. આપણને પુછે તેને પરમેશ્વર પુછે. કોઇની મગદુર નથી કે હવે આપણું નામ લેઇ સકે. સરકારમાં પણ જેટલુ આપણુ વજન પડશે તેટલું એકાદ કે પાંચપચીસ અમલદારોનુ ઓછુજ વજન પડવાનુ હતુ. આપણે લખ્યું તે વિધાત્રીએ લખ્યુ એમ સરકારે સમજવુ જોઇએ. આપણી પુઠીમાં શેહેરના બેચાર શેઠીઆઓને પક્ષમાં રાખ્યા એટલે બસ છે. આ પ્રમાણેના ઘણા ખરા સોવીલીયનો કલેક્ટર બન્યા પછી વિચાર કરતા હોય એમ તેમના કૃત્યથી જણાય છે. આ દેશના ન્હાના રજવાડાના ઠાકોર દરબાર કરતાં કલેકટરોને સત્તા વધારે છે. એકાદ દરબાર વ્યાજબી પણ પોતાની રઇઅતની મરજી વિરૂધ્ધ જરા કાંઇ કામ કરે છે અથવા કરવાને વિચાર રાખે છે એટલે રઇઅત તેના સામી થતાં વાર લગાડતી નથી ને પોલીટીકલ એજંટ તરત તે ફરિયાદ ધ્યાન ઉપર લેઇ સરકારમાં લખાણ કરી દેછે; પણ કલેકટરોને તો પુછનારજ કોણ છે. રઇઅત ગમે તેટલી બુમો મારો પણ એક કલેકટરને હાથે થએલો અન્યાય સરકારની ધ્યાન ઉપર જ લાવવામાં આવતો નથી ને વખતે ધ્યાન ઉપર લાવવામાં આવે છે તો સરકાર જાતેજ તેની સામે આડા કાન કરતી હોય તેમ તેણે ન લીધેલી નોટીસ ઉપરથી જણાયછે. કલેકટરોનુ અને તેમના લખાણોનુ માન સરકાર હદ ઉપરાંત રાખે છે એમ કહીએતો ચાલે. કલેકટરના કામો ઊપર દેખરેખ રાખવાને કેટલાંક કામોમાં તો કાયદાએ પણ કમીશનર સુધાંને સત્તા આપી નથી. કાંઉનસીલરોએ પાંત્રીસ રૂપૈ બાની અંદરના કારકુનોની બદલી, બતરફી અને દંડ વીગરે કરવામાં ગમે તે વિચાર ઉપરથી કલેકટરોને સ્વતંત્ર સત્તા આપવાનું વ્યાજબી વિચાર્યું હોય પણ તેથી જે અન્યાય થાય છે ને થયા છે તેની તો હદજ વળી ગઇ છે. ઇંગ્રેજી સત્તાનો મુળ પાયો જીલ્લાના કલેકટરો ઉપર રહેલોછે એ વડી અને છોટી

સરકારો સારી રીતે જાણતી હોવી જોઇએ. પ્રજાને ખુશી રાખવી કે બેદિલ રાખવી તે કલેક્ટરોના હાથમાં છે તો પછી તેવી મ્હોટી મદદની પદવીવાળા અમલદારોને હાથે તેમના નોકરોના સમંધે અન્યાઓના પોટલે પોટલા બંધાય છે તેને સારૂ કાંઉનસીલરો અને ખુદ સરકારો કયાં સુધી જોયાં કરશે. હમેશા એક કલેક્ટરજ કમીશનર થએલો હોય છે તેથી કલેક્ટરનાં કરેલાં કામમાં તે થોડોજ હાથ ઘાલે છે તોપણ કલેક્ટરના દરેક કૃત્ય ઉપર અપિલ સાંભળવાનુ રેવીન્યુ કમિશ નરને સોંપવામા આવે તો પ્રજા કાંઇક પણ સંતોષ પકડે ખરી. સને ૧૮૨૭ ના ૧૬ અને ૧૭ મા કાયદા પછી સ-ને. ૧૮૭૯ નો ૫ મો કાયદો થયો તેણેતો કલેક્ટરોની સત્તા કમી કરવાને બદલે ઉલટો તેમા વધારો કરી આપ્યો છે. કલેક્ટરોના જુલમના દાખલા પણ ઓછા નજર આવતા નથી. જેટલે દરજે તેઓ પૈકી કેટલાક તેમના કામકાજ પ્રત્યે બે દરકાર જણાયા છે તેટલેજ દરજે કેટલાક કલેક્ટરો જુલમી માલમ પડેલા છે. એવા કલેક્ટરો પોતાનો કકો ખરો કરવા સારૂ, પૈસાનો કે બીજી તરેહનો ફાયદો મેળવવા માટે કોઇ નિરદોષ માણસ ઉપર સખતાઇ ગુજારવામાં બાકી રાખતા હોય એમ જણાતુ નથી. એકાદ માણસ તેમાના અઘટીત હુકમની સામે થયો તો તેના બિચારાના પુરા ભોગજ મળ્યા સમજવા. જેની કમબખતી આવી હોય તે કલેક્ટરના કાંઇ કામની આડે આવે. એવા કલેક્ટરો હજાર પ્રકારે સામો થ-નારને પંજામાં સપડાવવાનો પ્રયત્ન કરે. ને પછી કાંઇ ન ફાવે તો તાબાના મેજીસ્ત્રેટને ડેમી ઓફીશીઅલ નોટ લખી ખરાબ કરવાની સુચના કરે. ઘણી વખતે આ પ્રમાણે કલેક્ટરોને કરતા સાંભળવામાં આવે છે તેમાં સત્યાસત્ય કેટલુછે તેનો તપાસ થયો કે થતો નથી ત્યાંસુધી તે ઉપર કાંઇપણ વિચાર આપી શકાય નહીં.

જીવાની વખતમાં તે જીલ્લાનો કલેકટર ઠીક ઠીક હતો. મ્હેતા મારે નહીં ને ભણાવે નહીં એવા હતા. તેને શિકારની લત વધારે લાગી હતી. તેની સાથે પરગણામાં ફરતાં ફોટોગ્રાફ લેવાનો શોખ પણ તેને વધારે હતો. આ બે ધંધામાં અને ઓફીસનું તેને જે ઉપલકીયાં કામ કરવું પડતું તેમાં તે પોતાનો સઘળો કાળ નિરગમન કરતો. સ્વારીમાં ફરવાનો ઘણો કાળ તે જંગલોમાં કાઢતો. તેના તાબામાં બે પરગણાંમાં મોટી મોટી ઝાડોવાળાં જંગલો આવેલાં હતાં તેથી તે તાલુકાઓમાં તેનો મુકામ વધારે રેહેતો હતો. શિકાર અને છબીઓ પાડવાના કામમાં જીવાનો કલેકટર એટલો ગુંથાએલો હતો, કે ઓફીસના કામમાં તે બિલકુલ ચીતજ નહોતો ઘાલતો. ચીટનીસ બસેં ત્રણસેં કાગળો લેઇને આવતો તેના ઉપર માત્ર ત્રીસ મિનીટમાં મિસાડાં ઘસેડી આપતો. સહીઓ વખત નહોતો પુછતો, કે શી બાબતનો કાગળ છે, કે ક્યાંથી આવ્યો છે ને ક્યાં જવાનો છે. હાવા બસેં કાગળમાં કેટલાક કાગળતો એવા હોય કે જેના ઉપરનાં સખાણથી કોઇની રોજી બંધાઇ જાય ને કોઇનું ખેદાન મેદાન વળી જાય. પણ શી ગરજ હતી તેને કે કોઇનુ સત્યાનાશ વળશે તો કે કોઇ ન્યાલ થઇ જશે તો. કમીશનરને હાથ ઘાલવાની નથી સત્તા તેનાં કરેલાં કામોમાં તો પછી શી ફીકર હતી તેને ઉપર અપિલ થવાની. પોતાને હાવો કલેકટર મળવાથી જીવાએ ફાટવામાં બાકી રાખી નહી. એક વર્ષ પછી તે કાયમ થયો ને પોતાનો પગ બરોબર રીતે થંભ્યો એટલે તેણે ખરૂં સ્વરૂપ પ્રકાસવા માંડયું. રમતીઆળ સાહેબની રમત ગમતનો લાભ તેણે સંપુર્ણ રીતે લેવા માંડયો. સૈકડો મુખીઓ અને મતાદારોનાં ઉંધાં વાગવા માંડયાં. ખરા હકદારોના હક ઉપર પાણી ફરવા લાગ્યાં. નોકર વર્ગ પણ બરબડવા લાગ્યો. સગાં સબંધી અને લાગતગતનાં માણસોને પાયરી

દર પાયરી ઝડપથી ચઢાવવામાં આવ્યા. જુના નોકરો નવા વસીલાવાળાની આગળ વા ખાતા રહ્યા. તે જીલ્લા રેવીન્યુ ખાતામાં જીવો તો એક પરમેશ્વર રૂપ થઇ પડયો. તેનો ચઢતીનો ચંદ્ર આ સમએ પુર્ણ કળામાં હતો; ને તેવી ચઢતી તેણે પછીથી કોઇ દીવશ જોઇજ નહોતી. તે ચીટનીસની જગો ઉપર દસ વર્ષ રહયો એ તેનું નશીબજ.

જયાં કલેકટરની સ્વારી આવવાની સાંભળી એટલે લોકો થરથરી મરતા. વસવાયાં વેઠની બીકે વગડામાં રહેતાં. વાણી-આઓ પરગામ જતા રેહેતા પણ ખેડુતોનો તો એકે આરો ન હોતો. તેમને તે બેમાથી એક પણ કરે પાલવે તેવું નહેતુ. ખેતરમાં પાક ઉભો હોય તેથી તેને લાગતા વળગતાની ખટ પટમાં પડયા વગર તેમનો છુટકો નોહોતો; અને તેથી ઘણી વખતે ગરીબ ખેડુતો ખંડઇ મરતા તથા તમનો માલ રફે તફે થઇ જતો. આ સઘળુ કરવાનુ અને થવાનું કારણ હતું. વસવાયાં પાસે મફત વેઠ કરાવવામાં આવતી તમને મેહેનત નો બંધો બદલો તો નહી પણ તે દહાડાના પેટપુર જો મળતુ હોય તોપણ સંતોષ માની ચાર દહાડા ચલાવી લે. આવા લોકોને ઘરમાં અન્ન ભરેલુ નહોતુ કે તેઓ કોઠાઓમાંથી કાઢીને ખાય ને વેઠ કરે. તેમને બિચારાને તો રોજ રોજ વાણીઆને ત્યાં જઇ આટા દે કે તોલડો જલતી હે કરવું પડતુ એટલે તેમનાથી ભુખ્યા રહીને વેઠ શો રાતે થાય. ઘેટાંઓ પાસે સ્વારીવાળાને બાળવાને બળતણ લાવવાનુ કહેવામાં આવતુ તેઓએ એક વરસતો કાંઇકે પૈશા મળવાનો આશાએ ને કાંઇક સરકારની ધાકે સુખે દુઃખે ચલાવ્યું પણ નવા ચીટનીસ સાહેબ આવ્યા પછી આતો છુટવાનુંજ નથી એમ સમજી તેમણે નાશા ભાગ કરવા માંડયું. ગામમાં મુખી અને તેસીલદાર મતાદારો સરકારી નોકર તેથી તેમને તો આગેવાન થઇ સરભરા કર્યા વગર ચાલે નહીં; આગળ

પડોને તેમણે સ્વારીના માણસો માટે શીધું સામન આપા
વું ને તેમના મનમાં આવ્યું કે વર્ષો વર્ષની માફક થોડા
ઘણા પૈસા સ્વારીવાળા આપશે ને ખુટશે તો ચાર પાંચ જ
ણ થઇને જોડીશું અથવા તો એકંદરે ગામ ખરચ ખાતે
નાંખીશું. પરંતુ તેમને પણ બે વર્ષથી સો સો ને દોઢસો
દોઢસો રૂપૈઆ જોડવાના આવતા ને તેઓ પણ પછી કાયર થ
ઇ વાણીઆઓને થોડું ઘણું આપી બાકીનાને માટે રોવરા
વતા. વાણીઆઓને તેમના ગામમાં રહેવું તેથી તથા સ્વા
રીવાળા ખાઇ ગયા તેમાં મુખી મતાદાર શું કરે એમ
સમજી સમજીને બેશી રેહેતા, આ કારણથી વાણીઆ પણ
જીવાની ચીટનીશીમાં સ્વારીનું નામ સાંભળી નાશ ભાગ
કરતા. જેથી ગામના આગેવાનોને શીધા સામન માટે મ્હો
મ્હો આપદાઓ પડતી. સ્વારીને માટે આટલું દુઃખ વેઠવા
છતાં જીવાની કે તેના બીજા માણસોનો ગણત્રીમાં પણ ન
હોતું. એક કારકુનને ઉતારે શાક કે દુધ જરા મોડું પોચ્યું
તો પટેલોની સઘળા દિવશોની ચાકરી ધુળમાં જવાની. ગા
મના બીજા લોકોની સમક્ષ તેમને પાણીથી પણ પાતળા
કરી નાખતા ને પોતાની આ પ્રમાણે દુઃખ વેઠો કરેલી વે
ઠને પાણીમાં ગયેલી જોઇ અત્યંત દુઃખી થતા. સ્વારીના
નગુણા માણસોની તન, મન અને ધન ત્રણેથી ચાકરી કર્યા
છતાં તેમને બદલો તો આવો મળ્યો જોઇ ત્રીજે વરસથી
તો તેમણે ઠીકા ઠોક કરવા માંડયું. એટલું કરતા પણ કચે
રીમાં જાય ત્યારે પટેલને બેશો સરખું કહેવાની એક ન
હાના કારકુન સુધાંની જીભ પવીત્ર થતી નહીં. સ્વારીઓ
જ્યારે ફરવા નિકળતી તે વખતે બેહુનોને કામની ખરેખરી
ધમાલ ચાલતી હોય તેવા વખતે તેમને બીજુ તો શું પ
ણ પેટપુર ખાવાની પણ નવરાશ હોતો નથી. રાત અને
દહાડો બેતરમાં માલ સાચવવા રહેવાથી લાગટ એક એક

મહીનો સુધી ઘેર આવવાની નવરાશ તેમને મળતી નથી. ખેતીની મોસમ વખતે તેઓ નથી રેહેતા ઘરના કે તેથી રેહેતા ઘાટના. આ પ્રમાણે ખેડુતો કે જેમને પાણી પીવાની સરખી ફુરસદ નહી તેમને સાહેબની સ્વારીનો સામન લેઇ જવા ગાડાં બળદ સાથે વેઠે પકડવામાં આવતા. તેઓને ઘેર નહીં મળવાથી ધક્કા મુક્કિ કરીને ખેતરમાંથી પકડી લાવવામાં આવતા. ખેડુતોના ગાડાં વગર ચાલે તેવુંજ ન હોય તે દખીતુંજ હતું ને સામન તો લેઈ જવો જોઈએજ તેથી જો તેમના ગાડાં વગર ન ચાલે તો જેમ બને તેમ તાકીદે તેમનો છુટકો કરવો જોઈએ ને સરકારના ઠરાવેલા દર પ્રમાણે તેમને ભાડુ આપી તાકીદે વિદાય કરવા. **સ્વારીવાળાઓને** આમાંનું કાંઇ નહોતું. ખેડુતોને નુકશાન થશે કે ફાયદો તેનો તેમને બિલકુલ વિચાર નહોતો. સરકારને ગાડાં પુરાં પાડવાની તેમની ફરજ છે, ને તે તેમણે ગમે તે રીતે પુરાં પાડવાંજ જોઈએ તો પછી શા માટે દરકાર રાખવી જોઈએ તેવા હલકા માણસોની? એક દિવસ પેહેલા તો તાલુકાના મામલતદાર ઉપર હુકમ લખી ગાડાં તૈયાર રખાવવામાં આવતાં તેથી ઉપડવાને પેહેલે દહાડે ગાડાં આવીને કચેરીમાં તંબુ પાસે છુટતા, બીજે દિવશ ગાડાં ભરાવામાં જાય અને તે રાત્રે પાછલી રાત્રે ગાડાં ઉપડે તે આખો એક દહાડો રસ્તામાં કાઢે; ત્રીજે દિવશે મુકામ ઉપર પોચે ને છેક સાંજરે ગાડામાંથી સામન લેઇ લેવામાં આવે.ત્યારે ગાડીત બિચારો છુટો થાય. આ પછી જો સરકારી સામન ભર્યો હોય તો ભાડા સારૂં ખોટી થવું પડે ને ખાનગી કારકુન કે ચીટનીસ સાહેબનો સામન હોય ને જો થોડું ઘણું પણ ભાડું મળવાનો રીવાજ હોય તો તેને માટે છણકા ખઈ ભાડું લેવા ખોટી થાય ને છેક રાત્રે ઘર તરફ વળવા વખત આવે. છેવટ પટેલનું ઠેકાણું ચોથે પાંચમે

ન્હાડે પડે. આટલું કામ કરાવીને જો ખેડુતોને છુટા કરવામાં આવતા હોત તો ઠીક હતું. પણ પછી આસીસ્ટંટનો મુકામ આવ્યો એટલે તેનું તેજ. ગામ ઉપર મામલતદાર કે કારકુન આવ્યા હોય ને પટેલ વારો કાઢે ને કારકુન કે મામલતદારને ગાડાનો ખપ હોય તો તેમની સાથ પણ ગાડું જોડીને જવું પડે.*

---

*ખેડુતો ફકત કારકુનો અને ચીટનીસોથી હેરાન થતા એટલુંજ નહીં પણ ખુદ સાહેબ લોકો તરફથી પણ તેમને ઘણું સોસવું પડતું. ઘણા સાહેબ લોકો ગાડાનું ભાડું આપવામાં અથવા તેમના કાન ઉપર લાવવામાં આવતું તો તેમને ખોટી કરવાને તેઓ બિલકુલ રાજી નહોતા; પરંતુ તેમના બટલરો, મીસ્ત્રીઓ અને પટાવાળાઓ એવા ખરાબ હતા, કે સાહેબને નામે પોતાનાં ગજવાં ભરવામાં પાછી પાની કાઢતા નહીં. ઘેટાં, બકરાં, અને માંખણ તથા બીજા સામન સુમનનાં બિલ નામના પટેલ પાસેથી લેઈ પૈ પરખાવતા નહીં, ને તે બીલ પ્રમાણે પૈસા સાહેબ પાસેથી લેતા. વેઠે પકડેલાં ગાડાંના પૈસા પણ ખેડુતોને આપવામાં ન આવતાં બિલ કરીને સાહેબને આપવામાં આવતાં. તેઓ સાહેબ લોકનું નામ સાંભળી થર થરી મરતા. વાઘનું બીજું નામજ સાહેબ હશે એમ તેઓ તો સમજતા હતા તેથી વાઘની પાસે જવું ને સાહેબ પાસે જવું એ સરખું સમજતા. સાહેબ લોકો પણ એવા હતા, કે તેમનાં દર્શન ખેડુતોને ઘણાં દુર્લભ હતાં તેથીજ તેઓ ડરતા ને ડરતા રહેતા હતા જોકે સાહેબોને આમ અતડા રહેવાનું પસંદ નહીં હોય પણ પટાવાળા તેમના એવા લુચ્ચા હતા, કે એક બીજાનો મેળાવ થવાથી પોતાનો ભાવ કમતો થશે તેમ ધારી બંગલાની પાસેજ આવવા દેતા નહોતા. આ ઉપરથી સાહેબ લોકોનો વાંક સમજવામાં વખતે નહીં આવે પણ તેમણે જાણવા માગ્યું હોય અથવા સરકારના ઠરાવો પ્રમાણે ગામડાના લોકો

જમીનનો મ્હેસુલની ઉપજ બીજી ઉપજો કરતાં વધારે હોય છે અને તે ઉપજ સરકારને ખેડુત વર્ગ કરી આપેછે. એવા ઉપયોગી વર્ગને આ પ્રમાણે સોસવુ પડે ને તેઓ છેકજ નધણીઆતા જેવા ગણાય એ કાંઈ ઓછુ દુઃખ ઉપજાવનારૂ નથી. રાજય તરફથી જમીનના ખેડુતોને તો હમેશ વ્હાલપાલમાં રાખવા જોઈએ. કોઈ પણ મ્હોટા રાજયમાં કોઇપણ વખતે રાજા પોતે ખેડુતોની સ્થિતી તપાસતા નથી. તેમના મોટામોટા કામદારોને આધારે તમને રાખવામાં આવે છે ને તે કામદારો પછી પોતાનાં સારાં કે નરતાં કૃત્યથી જુલમી થઈને ઉદ્ધાર થઈને રાજયને સારૂ અથવા નરતુ કહેવરાવે છે અગર તેઓ પોતાની સારી અથવા નરતી કરણીથો ખેડુતોને દુઃખી કરે છે, કે તેમના ઉપર રહેમીઅત રાખે છે. જીવાનો કલેકટર જાતે ઘણા સારા સ્વભાવનો હતો તેને કાને આવતી ફરિઆદો તે તરત લક્ષ ઉપર લેતો. તેનામાં એક મુખ્ય ખોડ હદ ઉપરાંત તાબાના નોકરો ઉપર વિસ્વાસ રાખવાની હતી. તેને રૂબરૂ કાંઈ ફરિઆદ કરવામાં આવતી તેનો હુકમ તે ખુલાસેથો કરતો. મોજાજનુ તો જેનામાં નામ નહોતું. પણ અફસોસ !! તેણે રૂબરૂમાં કરેલો હુકમ તેને બીજે દીવશે ફરવવો પડતોજ. જીવો આગળ કહયુ તેમ લખવાના કામકાજમાં ઢઢો હતો પણ તેની પાસે ઉપવિદ્યા સાહેબને સમજાવવાની સાચી હતી, તેથો સાહેબને ગમે તેમ સમજાવીને પેહલે દહાડે કરેલો હુકમ ફેરવ્યા વગર રેહેતો નહી. આવો સારો, ઉમદા દીલનો અને દખતેર સિવીલીયન જીવાને લીધેજ આખા જીલામાં ફજેત ફજેત થઇ ગયો હતો. જેવી રીતે રઇઅત દુઃખી હતી તેવી જ રીતે તે ખાતાના નોકરો પણ ત્રાહ્ય ત્રાહ્ય પોકારી ગયા

---

ની સ્થિતિ વિગરે તપાસવાને તેમને રૂબરૂમાં બોલાવી હકિકત મેળવવાનો રીવાજ રાખ્યો હોય તો આવી ફરિયાદો ઘણે દરજજે ઘટી જાય.

હતા. સારા સાહેબને આડે રસ્તે દોરનાર એ જીવોજ છે એમ સર્વે જાણતા હતા ને તેથી સઘળી તરફથી એમજ ઇચ્છવામાં આવતુ કે જીવાભાઇનાં પગલાં હવે હરેક પ્રકારે અહીથી કયારે દુર થાય. બધી ખરાબીનુ મુળજ જીવો છે એમ જાણવા છતાં તેના વિશે કોઇપણ માણસ સાહેબને ફરિઆદ કરી શકતો નહોતો. સાહેબમાં ઢંગ નહી તેથી જીવાને સઘળુ કહી દે ને તેના ભરમાવ્યાથી ઉલ્ટી અલા થાય એમ દરેક માણસને ભય રેહેતો, જેથી જીવાભાઇનુ ટટ્ટુ દમમાં ને દમમાં ચાલ્યું જતું.

## પ્રકરણ ૧૧ મું.

—०✻०—

નારાચ છંદ.

કરે સદાય કામ લાંચ લેઇ ચામ દામની,
પ્રપંચ માંન રંચ જાણિ બીક કોદિ રામની;
ઉરે ધરે અભાગિ પાપિ દાનતો હરામની, .
સિજા થવાનિ છેવટે જરૂર જાણ ડામની. ૧

---

જીવાનાં દુષ્ટ કૃત્યોની હદ સઘળી બાજુએથી આવી ગઇ હતી. ઉપર જોયું તેમ નોકરી તરફથી તેના સબંધે આવનારાઓ તેને ખશેલો જોવાને ઇચ્છતા હતા તેજ પ્રમાણે ખાનગી કામમાં પણ તેનાં કુડાં કૃત્યોએ હાથ વધારે લાંબો લંબાવ્યો હતો. તે ઉઘાડે છોગે લાંચ લેતો. પેહેલાં તો તે લાંચને બદલે કાંઇપણ કીમતી વસ્તુ લેતો પણ હવે તો તેણે તેપણ મરિઆદા મુકી દીધી હતી. છગા શેઠ અને મોધી શેઠાણીને હાથેલાંચ લેવાનો કારભાર ધમધોકાર ચાલતો હતો. રેવન્યુ કામોમાં લાંચ, મેજીસ્ત્રેરીઅલ કામોમાં લાંચ સેજ તુમારી કામોમાં લાંચ અને છેવટે નોકરી આપવામાં પણ જીવાની તરફથી લાંચ લેવવામાંડી. ઘણા કામોમાં મોટા મોટા વકીલો હાજર રેહેતા, પણ

જીવાને જેની તરફથી સેંકસન થતુ તેજ બાજુ જીતતી હુ
તી. મુખી મતાદારીનુ કામ હોય તેમાં પણ ગમે તેવો હકદાર
હોય, તેનો ગમે તેટલી પેઢીથી તેના કુટુંબમાં મુખી મતાદા
રીનુ કામ ચાલ્યું આવતુ હોય પણ જીવાનુ સેંકસન થાય તો
બીજાના કુટુંબમાં જતા વાર લાગતી નહી. લાંચનો લાહે
સૈકડો ગરીબોનાં ઘર ઉખડી ગયાં. જીવો ગરીબની હાય ઉ
પર જરાકે વિચાર કરતો નહી તેમના તે કલ્પાંતને તે મશ
કરી રૂપ સમજતો. વંઝાને પ્રસવની પીડાની શી ખબર
પડે. ન્હાનપણથીજ સુખમાં ઉછરેલો તેથી જીવાને કંઇ લા-
ગણીજ નહોતી કે ગરિબો કેમ અથવા કેવી રીતે પીડાતા
હશે. સૈકડો વખતે સાંભળવામાં આવે છે, કે લાંચનો પૈશો
કદી પણ રહેતો નથી. લાંચીઆઓ કદી પણ સુખી થતા
નથી; લાંચ અને ચોરી વચ્ચે કાંઇ તફાવતજ નથી તથા લાં
ચથી સપડાએલા હજારો માણસોને કેદમાં જતાં નજરે જુએ
છે, તોપણ લાંચ લેનારા કંબખ્તો પૈશા ઉસડવાને ચુકતા ન
થી, શું શરમ નહી હોય તેમને પાપ કરી પેટ ભરવાની,
શું વહાલી નહી હોય તેમને પોતાની આબરૂની; લાંચથી
લાખો મેળવો કે કરોડો પણ કોણ ગણવાનુ હતુ તેવા ચોર
ને આ દુનિઆમાં કે આવતી દુનીઆમાં. લાંચીઆઓ પો
તાના મનમાં સુખી સમજતા હોય તો ભલે, તેઓ પોતાની
મેળેજ આબરૂદાર સમજતા હોય તો ભલે પણ શું પાપ
રૂપી કીડો તેમના અંતઃકરણને કોતરી કોતરીને ખાતો હશે
અને તેની પીડા તેમને થતી હશે તેની આગળ તેમણે મા
ની લીધેલુ સુખ શી વિસાદમાં હતું. સારાં માણસોનો સોસા
ઇટીમાં તેમને માન આબરૂ ન મળી ને તેમને માત્ર એક
ચોર કે લુટારા જેવા સમજવામાં આવે તો પછી હલકો પં
ક્તીના લોકોમાં પૈશાના બળે આબરૂદાર કહેવરાવ્યા તેથી દુની
આમાં આબરૂદાર કેમ કહેવાય? લુચાઇ, ડાંડાઇ અને ચોર

વિગરે હજારો પાપ કરી શ્રીમંત થયાથી વખને વાહ! વાહ! આ। લોકમાં કહેવાઇ પણ ન્યાઇ ઇશ્વરની પાસે તો ચોપડામાંથી નામુ નિકળવા માંડે અને યોગ્ય સાસન કરવામાં આવે તે વખતે ફરિથી નહી કરૂ કહેતામાં આવે. તેને તે સમએ યાદ આવે, કે પાપ કરીને પેટ ભર્યું. મોજ શોખ મારી અને બૈરાં છોકરાંને સેહેલ કરાવી પણ તે સઘળુતો અહીં કામમાં આવતુ નથી ને કામ આવે છે ફકત આ મુરાકાનો માર.

જીવાને તો આખરૂજ વાહુાલી નહોતી તેમ તેણે એટલી બધી કેળવણી લીધો નહોતો કે તેના મનમાં આવતો દુનિઆનુ દુઃખ યાદ આવે અથવા તેને ગરિબ નિરઅપરાધીઓ ઉપર દયા આવે. વિનાશકાળે વિપિત બુદ્ધિ. જેવુ થવાનુ હોય તેવા મતો સુજે; અથવા કરવુ તેવુ પામવુ ને વાવવુ તેવુ લણવુ. એનાં કૃત્ય એવાં ને એટલાં બધાં ખરાબ હતાં કે તેના પાપનો ઘડો ભરાઇને રહુયો હતો. તેના ઘડાની કિનારા ઉપર વહો જવાને થોડીજ વાર હતો, માણસમાં જે ચાર મ્હોટા દુરગુણો ગણાય છે અને જે દુરગુણોથી તેનાં સુકૃત્યનો જલ્દી નાશ થાય છે તે ત્રણે દુરગુણો તેનામાં પુરા જોસમાં પ્રસરેલા હતા. વ્યભિચાર, ચોરી-લાંચ-અને છાટકાપણું એ ત્રણેનો તે પુણે ભકત હતો. અતિશય દારૂ પીને ઘણા વખતે તણે ભર બજારમાં ગટરો માપી હતી. શોપ કિપરની દુકાન અને તેનુ ઘર માત્ર એક માઇલને અંતરે હશે તેટલુ અંતર જતા જતાંમાં તે એટલો બધો દારૂ પીતો કે રસ્તામાંજ ગોડમડાં ખાઇ જતો. દારૂના દુકાનદારોના ઘણા પૈસા ચઢી જવાથી અને પગાર આવવાને વાર હોવાથા તેનુ બોલ ચુકવવાના વાંધાને લીધે દેશિ દારૂ પીવામાં પણ તેણે શરમ વિચારી નહોતી. શું કરે તે બિચારો વ્યસનને આધીન થએલો દારૂનો જીવ દારૂ પીધા વગર. ન સુજે તેને કામ કે ધંધો એક દીવશ જો ન મળે તેને તેનો જી

વ–દારૂ– તો. દારૂડીઆના મનમાં વિચાર સરખો આવતો નથી, કે તે પીધાથી તેમને કોઇપણ પ્રકારનો ફાયદો નથી. નથી નફો પૈશાની વધારે કમાણીનો, નથી રહેતા સારા તન દુરસ્તી દારૂડીઆની દારૂ ન પીનારા કરતાં કે નથી નફો તેમને તેથી સ્વર્ગ મળવાનો ત્યારે તેઓ શા માટે ગર્થ ખર્ચીને ગાંડા થતા હશે? શામાટે તેઓ આબરૂ બે આબરૂ થતા હશે દારૂનુ વ્યસન રાખીને? શરમ હજો તેવા દારૂડીઆ બાટલી ભકતોને. હજારો માણસોને ખુવાર થએલા તેઓ નજરે જોતા છતાં અને સૈકડોને ખરાબ થએલા ઇતિહાસોમાં વાંચ્યા છતાં તેમને કાંઇપણ શીખામણ લાગતી નથો. દારૂડીઆઓના મનમાં આવા વિચાર નથી આવતા એ ખરેખર ઘણુજ વીચારવા જેવુ છે.

વીજળી ભાભી સાથે સ્નેહ બંધાએ સાત વરસ થવા આવ્યાં હતાં અને તે સ્નેહ, પ્યાર, પ્રિતી કે ખરી મ્હોબતનો નહીં હોવાથી તે સ્વાર્થ સર્યા પછી લાંબી મુદત ટકેજ કેમ. એક એકના સ્વભાવ મળતા આવ્યાથી અને અંતઃકરણના પ્યારથી તે પ્રીતી બંધાઇ નહોતી. વીજળીને ખાવાનો ચાળો વધારે હતો તથા ઘરાણાં ગાંઠાં પેહેરવાને માટે તે ગાંડા ઘેલી થઇ જતી; તેની સાથે તેનો ધણી ઘણોજ વૃધ્ધ હતો તેથી છીવા જેવા ઉડાઉ ને જવાનની સોબત તેણે સેવી હતી. છીવો તો એક હડકાયા કુ—જેવો હતો. તેને વીજળી ભાભી ઉપર મેળ નહોતો. પણ મને પૈશા લેઇ ૧ પણ હુચ્ચો કહે એવુ કેહેવરાવવાનો તેને બહુ ખાએસ હતો. દારૂ પીતાં બચેલો પગાર અને બીજી આવક તેણે વીજળીભાભીને માટે ખરચી હતી. ધીરે ધીરે પગાર ઉપરાંત ખરચ વધવાથી વારસામાં મળેલા પૈશામાથી તે પુરો કરવો પડતો. જ્યાં ખરો પ્રેમ હોતો નથી તે થોડા મુદતજ ટકે છે. સ્વાર્થની પ્રીતી પાંચ દહડા. સ્વાર્થ સર્યો એટલે એક એકના સામુ જોતું નથી.

આતો ભાઇને કોઈ દેનાર નહી ને બાઇને કોઇ લેનાર નહીં એટલા માટેજ આટલુ ટકયુ હતુ. બે જણમાંથી જુવા કર તાં વીજળીને સ્વાર્થ વધારે હતો. પુરૂષ કરતાં સ્ત્રી વધારે વ્હેલી જુવાનીને ખોઇ દે છે. જુવાનીમાંજ ખરો પ્યાર બંધાય છે. તેથી તે જાણતી કે હવે બીજુ કોઇ ભાવ પુછ નાર નથી ને પુછશે તો પણ જીવલા જેટલો હૈયા ફુટયો તો મળવાનોજ નથી. તેથી તેને ખુશી રાખવાને પોતાથી બને એટલા બધા પ્રયત્ન કરતી એટલુ કરતાં પણ જીવાનુ ચીત હવે વીજળી ભાભી ઉપરથી ઉઠયુ હોય એમ જણાયુ. શેહે રના શેઠવાળાના એક પ્રખ્યાત કુટુંબમાં ભુધર શેઠના છોકરા છગા શેઠ પાસે લખો રૂપૈઆની પુંજી હતી પણ તેમને ફૂર જન નહી હોવાથી મોઘી શેઠાણીને તાજીજ નાતરે લાવ્યા હતા. મોઘી શેઠાણી રૂપમાં એક અપસરાને આંટે તેવી હતી. મ્હો ગોળ મટોળ હતુ. કપાળ પોહોળુ ને ચળકાટ મારતુ હતુ. નાક અણીઆળુ ને જેવુ જોઇએ તેવુજ હતુ. હોઠ પરવાળાં જેવા લાલ હતા. આંખો જરાક લાલાશ પડતી અને એવી તેજ હતી કે અજાણ્યો માણુસ તેને જોઇનેજ કહી આપે કે આ સ્ત્રી ઘણી દુરગુણી હાવી જોઇએ. જેવી રીત મોઘી પ્ર માણમાં ઘાટવાળી હતી તેવી રીતે શરિરે ગોરી પણ એવી હતી કે મલમલનો પોશાક પેહેરાવ્યો હોય તો પારખીં ન શકાય કે યુરોપીઅન લેડી છે કે દેશી. શરિરની હાવી સુંદરતા છ તાં તેનામાં તેવા કે તેટલા ગુણ નહી હોવાથી સ્વરૂપને ઊંડા ધરામાં નાખવાનુ હતુ. તેનો પહેલો ધણી ગમે તો ▪મોતથી મુઓ હશે પરંતુ તે ઓછો કમાઉ હોવાથી તથા બાઇ ન કહેવાય તેટલાં તેમની ખરાબ ચાલ માટે આખા શેહેરમાં પ્રખ્યાત થયાથી બીજા સારાને ત્યાં જવાને તેને મારી નાં ખ્યો એવુ ત્હોમત તેના ઉપર આવ્યુ હતુ ને તેથી બે વર સ સુધી▪બાઇ વગર ભરથારે રખડ્યાં હતાં. છગા શેઠની ઉમ

રે તો પીસતાળીસની થઇ હશે પણ બાઇના ગુણ નહી પણ રૂપ ઉપર મોહી નાતરે લાવ્યા. શેઠના જેવો કોઇ સ્વારથી આખા શેહેરમાં ભાગ્યે હશે. સ્વાર્થ સરતો હોય તો શેઠ શું ન કરે એ પુછવુજ નહી. છગા શેઠને મોશાળ તરફથી દસાઇગરીના રૂ. ૮૦૦ સરકારમાંથી મળતા પણ તેમના મરનાર વહુવા—માના બાપ—હરગોવીંદશેઠને છોકરો નથી એ તકરાર બતાવી મામલતદારે વતન બંધ કરવા રેપોર્ટ કરયો હતો. આસીસ્ટંટ કલેકટરે પણ મામલતદારના મતને મળતા થઇ વતન ખાલસા કરવા અભિપ્રાય આપ્યો હતો. કલેકટર સાહેબ તો બોરનુ ટીંટ સમજતા નહોતા કે તેમના આગળ વકીલ કરીને હકિકત જાહેર કરી ન્યાય મેળવવાની આશા રખાય. મ્હેતા મારે નહીં ને ભણાવે નહીં એવા સાહેબ હોવાથી બધી રઇયત જાણતી કે જીવો એજ સાહેબ છે. જીવો ધારે તેને બાંધે ને ધારે તેને છોડે તેવુ છે. કોઇ અધિકારી લાંચ લે છે એમ સારી રીતે જાણ્યા છતાં પણ કામ વાળાં મીણસો રૂબરૂમાં તેમની પાસે જતાં બીહે છે. તેમના મનમાં ડર રહે છે કે રખેને વધારે બુમ ઉઠી છે તેથી સતો થવાને આપણને ખરાબ નકરે. છગા શેઠે ઘણી રીતે તજવીજ કરી કે જીવાને મળ્યા શીવાય કામ થાય તેવો બીજો ઉપાયછે ? છગા શેઠ પેહેલેથી સમજ્યા હોત તો તેમનુ કામ અહી સુધી આવતજ નહી. ચીટનીસી દફતરનુ કામ કરનાર કારકુને માત્ર પચાસ રૂપૈયા માગ્યા તે શેઠથી અપાયા નહી. પછીથી મ્હાલી તુમાર સામીલ કરી હજુરમાં મોકલવાનો રીપોર્ટ સહીમાં ગયો એટલે તેને સહીઓના બીજા કાગળોમાંથી કાઢી લેઇ મામલતદાર સાહેબે મુદ્દાનો જાણી પોતાની પાસે રાખ્યો. મામલતદારને પણ બે દલાલ હતા. મગનદલાલ પાસે તેણે છગન શેઠને રૂ.૨૦૦] આપવા કહાવ્યુ. સેજ વાતમાં રૂ. ૮૦૦ ની આવકનુ વતન ખોશો માટે સમજેતો

વધારે સારૂ નહીતો પછી કાલે રીપોર્ટ રવાને થશે ને પછી વાત હાથમાં નહી રેહે. છગા શેઠ પૈ માટે મકે જાય તેવાં હ તા ને વળી મોસાળમાં દત્તક લીધેલો છે તેથી મામલતદાર તો માત્ર ડરાવવાનેજ કાહાવે છે એમ ધારી મગનને ગાંઠયો નહી. મગનને ન ગાંઠવાથી વાત વંઠી. મામલતદારે રીપો ર્ટ રવાને કરયો. આસીસ્ટંટ સાહેબના શીરસ્તેદારે પણ રૂ. ૩૦૦ આપો તો કામ થાય એમ કહાવ્યુ. આ વખતે છગા શેઠ નરમ થયા હતા તેથી અઢીસેં રૂપૈયા સુધી હા કહી પણ શિરસ્તેદારે ધા વેચ્યુ હોય તેમ એક જે પણ ઓછો લેવા સાફ ના પાડી ને તેથી રીપોર્ટ મામલતદારને મળતા આવી કલેકટરની હજુરમાં મોકલ્યો. છગા શેઠ હવે ખરેખરા ગભરાયાં. હજાર આપવાને હવે તઈઆર થયા. જીવાને શી રીતે મળાય છે તેની પુછપાછ કરવા માંડી. પણ તે વાતમાં તો તેમને ઝાઝી તસ્તી પડી નહી. તેમની પાડોશમાં એક કારકુન રહેતો હતો તેને ઘેર જીવાની બેઠક ઉઠક હતી. લો કોના કહેવામાં એમ હતુ કે તે કારકુનની સ્ત્રી રૂપાળી હોવાથી જ તેના ધણીને તલાટીમાંથી કારકુન બનાવવામાં આવ્યો હતો. આ કારકુનને ત્યાં તે જવલેજ આવતો હતો પણ છગા શેઠે નાતરૂ કરયુ ને તેમનાં શેઠાણીની આખા. શેહેરમાં કોઈ બરોબરી કરી શકે તેમ નથી એવુ સાંભળીને તે વધારે આવ જા કરતા હતો. મોઘીને અને જીવાને દ્રષ્ટી પ્રીતીતો થઇ હતી. માત્ર કોઈ તેવી તકનો તેઓ રાહ જોતાં હતાં. છગા શેઠને એક દીવશ વિચારમા પડેલા જોઇ મોઘએ ઉદા શીનુ કારણ પુછયુ. ભોળા છગા શેઠે અથથી તે ઇતી સુધી ઉદાશીનુ કારણ કહયું. પક્ષિ મોઘીએ જાણ્યુ કે આથી સા રો હવે લાગ કયારે આવવાનો હતો. શેઠને નારણલાલ કારકુન ઘરમાં બોલાવી તેની સાથે જીવાને મળવાનુ કાડાવવાને કહયુ. શેઠને આ યુકતી ગળે ઉતરી ને તે દીવસે નારણલાલ રવી

વારને લીધે ઘેર હોવાથી બોલાવી, જીવાની મુલાકાત કરાવવા પુછયું. નારણલાલ માહારાજા હતા. બાયડીને લીધે કારકુન બન્યા હતા નહી તો તલાટીનુ કામ પણ તેની સ્ત્રીને લીધે બીજા તલાટીઓ કરી આપતા. શેઠના પુછવાથી તે પ્રથમતો ગભરાયો. જીવો ગમે તેટલુ તેને ઘેર આવતો પણ તે ભલા માણસને હજાર કામે ધકેલવાથી ઘેરજ ભાગ્યે રેહેતો ને તેથી તેની હીમત જીવાને સહવાસ વગર કહેવાની કેમ ચાલે તેને તો સુડી વચે સોપારી જેવુ થયુ. ના કહેછે તોપણ શેઠ ને ખોટુ લાગે છે. જીવો રોજ આવે છે ને તેને એટલુ કહે વાનો પણ તેનો હક નહી હોય એમ શેઠને વ્હેમ આવે ને હા કહે તો જીવાને કહેવાય નહી તેથી ના કહે છે એમ કહી જુઠ્ઠુ બોલવુ પડે. છેવટ તેણે તે રાત્રે તેડી લાવવાનુ વચન આપ્યું. વચન આપ્યા પછી નારણભાઈ ગભરાયા પણ શું કરે તેમ કર્યા વગર ચાલે એમજ નહોતુ. રાત્રે આઠ વાગે જીવો આવ્યો એટલે ઉઠતી વખતે બીહી બીહીને શેઠના સ માચાર તેને કહ્યા. આ વખતે જીવાને જે હરખ થયો તે બે સુમાર હતો. આવા કહેણુની તેણે સ્વપ્નામાં પણ આશા રાખી નહોતી. શેઠના વતન બાબતનો તુમાર તેની ઓફીસ માં પંદર દીવસથી આવ્યો હતો પણ કારકુન સુનાવણી માટે ભાઈની પાસે લાવ્યો નહોતો તેથી ભાઈ તે વીશે તદ્દન અજાણ્યા હતા. શેઠાણીની મુલાકાત થવામાં હવે વીલંબ નથી એમ સમજી જીવો તો ખુશ ખુશ થઈ ગયો હતો. નારણ લાલની સ્ત્રી સરસ્વતી સામે આંખનો અણસારો કરી નાર ણભાઇને તાકીદે તઇઆર થવા કહ્યું. જીવો આટલી સેહેલઈ થી કહ્યુ માનશે એમ નારણલાલના ધારવામાં નહોતુ તેથી તે અત્યંતખીની સાથે ખુશી થયો ને પ્રથમ જીવો આવેછે એ મ શેઠને ત્યાં કહી આવ્યો એટલે બંને જણ છગા શેઠના ઘરમાં ગયા.

## પ્રકરણ ૧૨ મું.

—૦✱૦—

મનહર.

શેઠ એમ જાણે કે હું વતનને પાછું વાળું,
શેઠાણી જાણે કે છિનાળાનું સુખ માણિયે;
જીવા ભાઇ જાણે કે હું દીવા હેઠ પેશી કરૂં,
શેઠાણી માણીને શીદ બીક ઉર આણિયે;
સાહેબ જાણે જે ઝટ શિકાર રમવા જાઉં,
જીવો કહે ધોળા પર કાળી સાહી તાણીયે;
એક એક તણા દાવ ખેલે એક એક તહીં,
કોને ડાહ્યા અને કોને મૂરખો પ્રમાણીએ. ૧

---

જીલ્લાના રાજા—કલેકટર—નો કામદાર—ચીટનીસ—આપણે ઘેર આવે એ કાંઈ નહાની શુની વાત નથી એમ છગા શેઠના મનમાં હતું. રાત દિવશ પોતાનો સઘળો વખત તે વેપારમાં ગાળતા તેથી જેમ હાલ પણ નોકર વર્ગ શિવાયની જાતોમાં સરકારી કામ અને સરકારી નોકરોને પરમેશ્વરને ત્યાંથી ઉતરેલા ગણેછે અને તેને જેવા મ્હોટાં માનેછે તે પ્રમાણે તે વખતે પણ માનવામાં આવતું. અને તેથીજ છગા શેઠે જીવાને તેની યોગતા કરતાં દશ ગણું વધારે માન આપ્યું. તેમનામાં સ્વાર્થનો કીડો વધારે હાલતો હતો તેથી તે કીડાએ આગતા સ્વાગતા કરવાને તેમને વધારે લલચાવ્યા. જીવાને ચાહ પાણી પાયા પછી શેઠે પોતાના વતન સબંધી વાત ઉપાડી. તુમાર પોતાની તરફ આવ્યા બાબત જીવાએ એજ જુપણું બતાવ્યું ને સવારે કામ કરનાર કારકુનને ઘેર બોલાવી ખબર કાઢી હું જાતે આવીને કહી જઇશ એવું જીવાએ વચન આપ્યું. સૌ સૌના સ્વાર્થમાં રમતા હતા. જીવાના મનમાં જુદી ઇચ્છા હતી અને છગા શેઠ એમના જુદાજ

પેચમાં રમતા હતા. મોધી શેઠાણી મ્હા પ્હોંચેલી હતી. શેઠ અને જીવા વચ્ચેની વાતચીતમાં તેનું લક્ષ ઝાઝું નહોતું પરંતુ આપણે કેવો રસ્તો પકડીશું તો જીવો આપણે વશ થશે અને તેનો પાસેથી ધારેલું કામ કાઢી શકાશે તેના ઉંડા વિચારમાં હતી. તે પકિક અને નટખટ સ્ત્રી તરત સમજી ગઇ કે જીવો માલ વગરનો છે. ભાઈ બોલવેજ બ્હાદુર છે નહીં તો તેનામાં બીજી ઉંડી અક્કલ નથી કે છેતરાતા વાર લાગે, એમ ધારીને તેને સપાટામાં લેવા નિશ્ચય કર્યો.

બીજે દિવશે વાયદા પ્રમાણે સવારે જીવો છગા શેઠને ઘેર આવ્યો અને તેજ દિવશે શેઠનું કામ સપાટા બંધ કરવાનુ વચન આપ્યું. આજે તે કચેરીમાં પણ રોજના કરતાં વ્હેલો ગયો, કારકુનને પોતાની પાસે બોલાવી તુમાર નિચે આસીસ્ટંટ સાહેબના અને મામલતદારના લખાણને ના મંજુરી કરી, વતનમાં છગાશેઠનું નામ દાખલ કરવા હુકમ લખાવ્યો. કલેકટર તો છેકજ આંધળો હતો તે તો એમજ સમજતો કે જીવા જેવો આખી શ્રષ્ટીમાં કોઈ લાયક પુરૂષ નથી. સાહેબ જાણતા, કે બીજા નોકરો ઘેટાં બબે ને ત્રણ ત્રણ રૂપૈયે લાવેછે અને મરઘીઓ રૂપાએ કે દોઢની ખરીદી બતાવે છે ત્યારે જીવો ઘેટાં એક રૂપૈયે ને મરઘી આઠ આને લાવી આપેછે તે હુશિઆરી વગર બનેજ કેમ. પ્રગણામાં ફરતાં પણ સાહેબને ગાય ઘોડું કે બળદ જે કાંઈ જોઈતું હોય તો પોતાના બટલરને ન પુછતાં જીવાને તે કામ સોંપવામાં આવતું તેનું કારણ પણ એજ હતું કે બટલર કરતાં પણ જીવો તે કામમાં વધારે હોંશિઆર છે એમ સાહેબને ખાત્રી હતી. જે ચીજ બજારમાં જે કિમતે મળતી હોય તેનાથી બે, પાંચ, દસ કે વીશ રૂપૈઆની કમતી કિમતે જીવો લાવી આપતો. તો પછી કમઉ દિકરો કોને ખોટો લાગે. ઓછી કિમતે લાવવામાં જીવો ઘણો વખતે મામલતદારો, મ્હાલકરી કે

ફોજદારોને શીવરાવતો અને જ્યારે તેના નાંખ્યા નહોતા પ્હોંચ
તા ત્યારે ગાંઠનું ઓપીચંદ ખરચીને પણ સાહેબને ખુશ
રાખતો. સરકારી કામ કરતાં સાહેબનું ચિત પોતાના બખર
ચોખાના તરફ વધારે હતુ તેથી તે સઘળી વસ્તુઓ ઓછી
કીમતે લાવનાર જવાને હુંશિઆર, કાબેલ,ચાલાક અને આવો
ચીટનીસ મે કદી જોયો નથી એમ કેમ ન કહે?!! શું સાહેબના
મનમાં એમ હશે, કે જે ચીટનોસ ખટલરી કામમાં હુંશિ
આર હોય તે ચીટનીસી કામમાં પણ હુંશિઆર હોવોજ
જોઇએ. અથવા શું તે એમજ સમજતો હશે, કે વર મરો
કે કન્યા મરો પણ આપણું ગોરનું તરભાણુ ભરાય એટલે
બસ છે. આ પ્રમાણે તેવા સાહેબ લોકોને ખુશ રાખી પો
તાના ઉપર સંપુર્ણ વિશ્વાસ બેસારી દગલબાજ ચીટનીસો
પોતાનુ કામ કાઢી લેવા યુકતીઓ કરવા માંડે છે. કામ, પ્રસં
ગ અને સાહેબનો મીજાજ જોઇ તેવાં કામ રજુ કરે છે.
સાહેબનો મીજાજ કાયમ ન હોય તો બે ચાર દીવશ સુધી
તે કામને સાથે લેઇ જઇ પાછા લાવે છે. આવા જુરમાના
કામોમાં તેઓ સાહેબોને હાથે પગે જકડી લે છે કે જેથી તે
મનાથી વખતે પાછળથી ફરિઆદ થએ ચેં કે ચું થઇ શકતુ
નથી ને પછી પોતે છેવટ સુધી માથે લેઇને ધુમે છે. કલેક-
ટરો, તેમના આસીસ્ટંટો કે બીજા સાહેબ લોકોના હોદ્દા ધરા
વનાર સાહેબ થઇ કામ કરનાર ઓફીસરો પાસે તેમના ચીટ
નીસો કે શિરસ્તેદારો સહીઓ લેવા જાય છે ત્યારે માત્ર
એક રીવાજની ખાતરજ પાંચ સાત ઠુમારો સુનાવણીના રા
ખવાજ જોઇએ તેથી તેટલા કાગળો સુનાવણી સારૂ લેઇ
જાય છે. પછી સાહેબ પાસે તેનો હુકમ માગે છે. સાહેબ
પછી સમજ્યા કે ન સમજ્યા તેમને કાગળમાં કાંઇ હોય ને
સમજાવ્યુ કાંઇ હોય તેનો વિચાર કર્યા વગર હુકમ આપે
ને તે હુકમ પ્રમાણેજ જાણે ચીટનીસ સાહેબ ચાલતા ન

હોય તેમ શીસાપેન વતી સાહેબના રૂબરૂ માર્જીનમાં કાંઇક લખી લેછે અને પછીથી શેરો કરી બીજે દિવશે તે ઉપર પોતાને ભાવતો શેરો કરી સાહેબનાં બિલાડાં ઘણી વખતે ખેં ચાતાં હોય એમ બાહાર આવતી વાતો ઉપરથી અને કેટલાં ક કામોના પરિણામ ઉપરથી જોવામાં આવે છે.

સાહેબની પાસે જવાની જીવાને હરેક વખતે છુટ હતી તો પણ સહીઓના કાગળ લેઇ જવા સાહેબની વરધી માગતો હતો. વરધી માટે મોકલેલો પટાવાળો સાહેબનો હુકમ લેઇ ને આવ્યો એટલે જીવો આશરે બસેં કાગળોનુ મ્હોટુ પોટકુ લેઇને સાહેબ પાસે ગયો. પેહેલે દિવશે રાત્રે જીવાએ છગા શેઠને કચેરીમાં આવવા કહ્યુ હતુ તે પણ જીવાની અડધી ગાદી દબાવી કચેરીમાં અડયા હતા. જીવાએ કાગળો ઉપર સહીઓ લેવા માંડી તે વખતે બરોબર બે ને પાંત્રીસ મીનીટ થઇ હતી અને બસેં કાગળો જ્યારે પુરા થયા ત્યારે બરોબર ત્રણ ના ઢકોરા થયા !! કેટલી ઝડપ ! સહીઓ કરનારની અને સહીઓ લેનારની !! છેવટે સુનાવણીના કાગળો નીકળ્યા. પેહેલો સુનાવણીનો કાગળ સાહેબના કંપાઊડમાં ગાયો ને ઢોર રખડતાં રેહે છે તેના માટે બંદોબસ્ત કરવા શેહેરના પોલીસ ઇન્સપેક્ટર ઉપરનો લખેલો હુકમ હતો ! સાહેબે તે ઊપર ઘણી ઝડપથી સહી કરી. બીજો કાગળ ઓફીસનો ફરાસ સુસ્તી કરેછે તેને તાકીદ આપવાનો હતો તે ઉપર પણ બોત અચ્છા કહી સાહેબે બિલાડુ ખેંચ્યુ. ત્રીજો એક કાગળ ઓફીસનાં કંપાઉન્ડની પાસે એક કુતરૂ મરી ગયુ હતુ તેથી મ્યુનિસીપલ સેક્રેટરી ઉપર તે ઉપડાવવા તાકીદનો હુકમ લખ્યો હતો તેના ઉપર તથા ચોથો હુકમ ચીટનીસના સગાનુ કાંઇ કામ તાલુકામાં કોઇ કારકુનથી ધાર્યું નહી થયુ હોય તેથી તેની બદલી દુરને તાલુકે કરવાનો હતો તે ઉપર પણ વગર પુછે કે ગાછે સાહેબે સહી ઠોકી. કારકુનની શા માટે બદલી

કરવામાં આવે છે. શું કારણ છે. તેને એટલી બે માસની ટુંક મુદતમાં બીજે તાલુકે બદલી કરી નુકશાન કરવાનુ તે સાહેબે તો નાજ પુછ્યું ને માત્ર તે ઉપર સહીઆજ ઠોકી; પણ ચીટનીસ સાહેબે સાહેબને બાંધી લેવા તે હુકમના માર્જીનમાં "જરૂરી જરૂરી" શબ્દ લખ્યા હતા તે ઉપર સાહેબનુ નીશાન માગ્યુ ને જાહેર કર્યું કે તાલુકાના રાવસાહેબનો આ માણસ માટે ઘણીજ સખત ફરિયાદ છે માટે તેની બદલી કરવાનો ખાસ જરૂર છે. બીજો યુરોપિયન હોત તો પુછત કે મારા હુકમ વગર તમે પ્રથમથી હુકમ શા માટે લખી લાવ્યા ? માર્જીનમાં જરૂરી કરી નીશાન લેવાની શી જરૂર છે? અને તાલુકાના રાવસાહેબનો રીપોર્ટ કયાં છે? પણ અરે !! સાહેબની હીમતજ કેમ ચાલે ચીટનીસને એટલુ પુછવાની. અતિ વિશ્વાસ રાખનાર સાહેબને એટલા બધા વિશ્વાસને લીધે એવો સ્વાલ કરવાની સુજજ કેમ પડે? હવે પાંચમો કાગળ છગા શેઠનો હતો. આ કાગળ કાઢતાં પેહેલા જીવાને સાહેબ સાથે કાંઇક વાત ચીત થઇ.

સાહેબ—ઓ કયા હે; અબી અમેરેકુ મત સતાઓ. લાઓ બડી સાઇન કરનેકા હે કે છોટી? અમેરેકુ રમનેકુ જાનેકા હે. સાબ લોક નિચે વેઇટ કરતા હોયગા.

ચીટનીસ—આ સાહેબ એકજ કાગળ છે તેમાં સાહેબને જરા જાહેર કરવાનુ છે. શેરોતો કરી લાવ્યોછુ પણ મારે મારી ફરજ બજાવવાની જરૂર—આ શેહેરમાં છગા શેઠ કરીને એક મ્હોટો પૈસાવાળો શેઠ છે ને તે ઘણો આબરૂદાર છે. એમને એમના મોસાળમાં બીજુ વારસ નહીં હોવાથી એમના મામાએ દત્તક લીધેલા છે. મોસાળમાં દસાઇગીરીનુ રૂ. ૧૦૦૦ નુ વર્ષાસન મળે છે. તેમના મામાના પીત્રાઇઓ કે જેઓ આઘેના સગા છે તેમણે મામલતદારને અરજ કરવાથી રા. સા. મામલત

દારે વગર સમજે રીપોર્ટ કરી વાળ્યોછે, કે"છગા શેઠના મામાએ કરેલુ વુઇલ રજુ નહી થવાથી તેના ખરાપણા વિશે શક છે. ને વતનમાં પીત્રાઇ કરતાં ભાણેજનો હક વધારે પોચી શકે નહી." મામલતદારનો આ રીપોર્ટ કેવળ બે સમજનો છે તેવા રીપોર્ટને આસીસ્ટંટ સાહેબ પણ મળતા આવી આપણી મંજુરી માટે અહી મોકલે છે.

સાહેબ—જદ પીછે અપનકુ દરમ્યાનગી કરનેકી કયા જરૂર હે. આસીસ્ટંટ સાહેબકા અભિપ્રાય મંજુર કરો. (ઉઠવા જાય છે.)

ચીટનીસ—પણ સાહેબ આપને જોવાનુછે. માંહી એક મોટી બારીકી છે. આસીસ્ટંટ સાહેબો તો કેવા આવે છે તે આપ જાણો છો. એ સાહેબતો નવા એટલે તેમને કોઇ પુછે નહી. જે હોય તે આપણને આવી વળગે. છગા શેઠ ભાણેજ છે તો આપણે તેને વારસ ગણવા જોઇએ. પીત્રાઇઓને ગરજ હશે તો ઘણાએ દીવાનીમાં જશે. આપણે કયાં કાયદા જોવા છે. કાયદાની બારીકીઓ બીજા સાહેબોને જોવાની છે આપણે તો માત્ર બેમાંથી એકને અપાવવા હુકમ કરવો. એજ આધારે મે આ શેરો કરેલો છે.

સાહેબ—(રમવા જવામાં ચિત હતુ તેથી) અચ્છા એસા કરો. કાગદ લાઓ સાઇન કરનેકુ.

ચીટનીસ—[કાગળ આપો,) સાહેબ પણ મારે એક અરજ કરવાની છે. આ છગા શેઠ મારા દોસ્તછે. એમના અને મારા કુટુંબને ચાર પાંચ પેઢીથો પીછાન છે માટે તે કારણથી આ પ્રમાણે તેમનો તરફેણમા હુકમ કરવામાં આવ્યો છે એવુ કોઇની તરફથી જાહેર કરવામાં આવશે તેથી આ વાત સાહેબને કાને નાંખી હોય તો સારી.

સાહેબ—બી કેમ. ( જરા ચીડાયા જેવુ મોં કરીને ] એ સાઇન તુમેરી, હોતી હે કે અમેરી ?!!

જીવો સાહેબના ગુસ્સાથી જરાકે ન ગભરાતાં, મુછોમાં હસતો હસતો સલામ કરીને ચાલતો થયો. ઓફીસમાં આવી છગા શેઠને સઘળી હકીકત કહી અને પોતાનુ કામ આટોપી પોતાની આવેલી ગાડીને પાછી વાળી છગા શેઠની ગાડીમાં તેમને ઘેર ગયો. આજથી જીવો છગા શેઠનો ખાસ દાસ્તદાર થયો. દિનપર દિન તેનો પગ પેસારો શેઠના ઘર પ્રત્યે વધારે ને વધારે થવા માંડયો. શેઠ શેઠાણીને એક ઘડી પણ જીવા વગર ચાલે નહીં. શેઠના ચાકર નફરો જેટલી ઝડપથી શેઠનો હુકમ બજાવે તેથી વધારે ઝડપથી જીવાનો હુકમ માથે ચઢાવવા લાગ્યા. શેઠની ગેરહાજરીમાં શેઠાણી પાસે આવવા જવાની જીવાએ સંપુર્ણ છુટ લીધી હતી. ચાકરો વિગેરેને મારેલા એટલે તેઓ સઘળી વાતમાં આંખ આડા કાન કરતા. આ વખતથી જીવાએ વીજળી ભાભીને ફોસલાવતી કરી મોઘી શેઠાણીમાં મન ઘાલવા માંડયુ. ન જોયા હોય તો જોજો મોટા કલેકટરના ચીટનીસ સાહેબની ચાલ ચલગત, નીતી અને આબરૂ !!

## પ્રકરણ ૧૩ મું

—૦*૦—

મનહર છંદ.

શિકારી અને બેદરકારી અધિકારી માંયે,
કારભારી દુરાચારી અને વ્યભિચારી છે;
લાચારી કરીને સારી નારી નિજ લાંચમાં દે,
કારકુની કાજે એની કેવી હુંશિયારી છે;
પ્રજા હિત કારિ ત્યાં સવારિ તણી આશ કયાંથી,
પ્રજારિ સવારિની ત્યાં સદાય તૈયારી છે;

અરે જુઓ હારી ફરે પ્રજા મારી મારી, તારી,
પ્રજા પતિ જો પ્રજાની ખરી આ ખવારી છે. ૧

તા. ૧૦મી નવેંબરે નવરંગપરાના લોકોમાં ગભરાટ ફે લઇ ગયો હતો. વાણીઓ, આમ તેમ ગાભરો ગાભરો, નિક ળી ગયેલી કાછડીએ પાટીદાર વાડાંમાં ને કોળીઆને ઘેર જતો આવતો હતો; ગામનો મુખી ભુખ્યો ને તરસ્યો વા ણીઆને ખોળવા, સુતારને તંબુએ મોકલવા, અને ઘાશ પુ ળાનો બંદોબસ્ત કરવા બેબાકળો થઇ ગયેલો હોંકારા હોં કાર કરી રહ્યો હતો. રબારી, કોળી, લવાર, સુતાર અને ઢેડ ભંગી વિગરે દર એક જાતના જીવ તરફડી રહ્યા હતા. ગયે વર્ષે આજ ગામમાં કલેકટર સાહેબની સ્વારી પડેલી હ તી. માત્ર ૬૩ ઘરની વસ્તીનુંજ આ એક નહાનું ગામ હ તું. ગામમાં એકજ વાણીઓ હતો ને તે પોતાના અસલ વતનમાં દેવાદાર થઇ જવાથી આ ગામમાં રેહેવા આવી પો તાનું ગુજરાન મહા મુશકેલીએ ચલાવતો હતો. આટલી થોડી વસ્તીવાળા ગામનો પટેલ પૈસાવાળો હોય એમ ખ્યાલ માં આવવુંજ મુશકેલ. તોપણ તેણે બિચારાએ ગયે વર્ષે સો રૂપીઆ પરગામના વાણીઆના દેવા કરી સ્વારીવાળાનું પુરૂ કર્યું હતું. જે દેવું તેનાથી વળી તો શું રેહે પણ તે પેટે પાંચ રૂપૈઆ પણ આપી શકયો નહોતો. ઢેડ, ભંગી અને સુતાર લવાર વિગરે વસવાયાંના ઉપર સાહેબની સ્વા રીના પટાવાળા અને ગામના હવાલદારના એવા હાથ ઉપ ડેલા હતા કે તેનાં સોળ સરખાએ હજુ રૂઝાયા નહોતા. ર બારી અને ગામના બીજા પાટીદારોને ત્યાંથી લીધેલાં ઘી માંખણના પૈસા પતેલા નહીં હોવાથી તેઓ પણ આજ સુધી એનું એ ગા ગા કરતા હતા. એ પ્રમાણે ગયા વર્ષનાં વિતકડાં વિત્યા વગર સાહેબની સ્વારી સટ લેઇને આવી ખડી થઇ હતી.

આવા નહાના ગામમાં મુકામ કરવાનાં મુખ્ય બે કારણ હતાં. ગામ શેહેરથી પાંચ ગાઉ હતું અને નવેંબર માસમાં બે વર્ષથી દિવાળીના ત્હેવાર આવતા તેથી દિવાળીની લગ ભગ સાહેબ સ્વારીમાં નિકળી પડતા, જેથી શેહેરની પાસે મુ કામ રાખી કારકુનો વિગરેને ઘેર જવા આવવા સુગમ પડે તે કારણથી અને બીજું કારણ ગામની ભાગોળે ઝાડોની ઘટા સારી હતી તેથી સાહેબને તંબુ નાંખવાનું અને હવા પા ણીનું ઠીક પડતું હતું. પણ થતું શું હાદીઆને મન હસ વું ને દેડકાનો પ્રાણ જાય. સાહેબને ક્યારે ખબર હતી, કે ગામને સ્વારોને લીધે ઉજડ થવા વખત આવો છે. શેહેર કરતાં ગામડામાં ઘી સારૂં અને સસ્તું મળે એતો જાણે દે ખીતુંજ છે પણ સ્વારોનાં માણસો તો અઢી શેરનું ઘી મળતું તો ચાર શેરનું ખંડતા ને કેટલાક તો સઘળી કીમત સુધાં રોવરાવતા હતા. સ્વારીવાળાની દિવાળી આ પ્રમાણે હરામના મેળવેલા ઘીથીજ થતી હતી. પટાવાળા, બટલર અ ને બબરચી સુધાં ગરિબ ગામડીઆને લુટવામાં ક્યારા રા ખતા નહી. જીવાની ચીટનીસીમાં આ સઘળાનો વધારો થ યો હતો. જીવો જાતે જુલમ કરવામાં કોઈ પણ પ્રકારની ક ચાશ રાખતો નહીં. દરેક વસ્તુ તેને ખપતી. રાઇ, મેથી ને સુંઠ અજમો સુધાં બાંધીને ઘેર લેઇ જતો. બીજાં માણસો તો ચાર આની છ આની ચુકવતા પણ જીવાની તરફની તો એક દમડીની આશા રાખવામાં આવતી નહીં. નવરંગપ રાના પટેલને ગયે વર્ષે સો રૂપૈઆ ખર્ચ થયો તેમાં પચાસ રૂપૈઆ તો જીવાનાજ હતા. જીવાએ પચાસ રૂપૈઆ પટેલના લેઇને પતવ્યું હતું તેમ નહોતું. ગામના બીજા ઘણાં લોકો ને રોવરાવ્યા હતા. આ વર્ષે વળીગામના પટેલને બિચારા ને ગઇ સાલ કરતાં પાંચ રૂપૈઆ વધારે થયા. ગઇ વખતે તો વાણીઆએ ખાતે રૂપૈઆ ધીર્યા હતા પણ તેમાં પૈ વસુ

લ નહીં આવવાથી પટેલની જમીન રૂ. ૨૫૦] માં ગયા વ
રસના રૂપૈઆ ભેળવી શાનમાં લખાવી લીધી. ઇંગ્રેજી રાજ્ય
હતું એટલે લોકથી ચૈંચું થતું નહોતું, નહીંતો લોકો ઉપર એટ
લો જુલમ થઇ ગયો હતો ને તેઓ સ્વારીના માણસો ઉપ
ર એટલા કકળી રહ્યા હતા કે તેઓએ પ્રથમ તો આગેવા
ન (જીવા)નું કાટલુંજ કાઢી નાંખ્યું હોત. જીવો મફતનું
ખાતો ને વળી અમલ અને દારૂના મદમાં એટલો છકેલો
રહેતો કે લોકો તો શું પણ પોતાના ડીપુટી ચીટનીસ અ
ને સઘળા કારકુનોને ટુંકારે હુંકારે બોલાવતો. ગામડાના લો
કોને ગાળો દેવી તે તો તેને સેજજ હતું. ઘણા આબરૂદાર
પાટીદારો ગાળ ખાવા કરતાં મરવું વધારે પસંદ કરતા પણ
કરે શું કાળું મોં કરી જતો કરતા હતા. નવરંગપરાનો મા
ફક જીલ્લાનાં ઘણાં નહાનાં ગામોમાં ઘણી વખતે સ્વારીઓ
પડતી અને ત્યાં દસ દસ દિવસ સુધી લાગટ મુકામ રાખ
વામાં આવતો તેથી તે ગામોના સઘળા રેહેવાશીઓ તોબા
તોબા પોકારી રહ્યા હતા. નવરંગપરાના લોકોને તો સ્વા
રીઓથી આટલું નુકશાન થયું પણ તેથી ત્યાંના તલાટીને
ફાયદો થયો. ભાઇની તબિયત બરોબર ઉઠાવી તેમને એટ
લા ખુશ કરી નાંખ્યા કે તલાટીમાંથી કારકુનની જગો તે
સમયે ખાલી હતી તે નારણભાઇ મેહેતાને આપી દીધી. છ
ગા શેઠની મુલાકત કરાવી આપનાર પણ આજ નારણભા
ઇ હતા. આટલું છતાં પણ નારણભાઇને એક ભોગ તો
આપવો પડયો હતોજ. કારકુની આપવાના બદલામાં જીવા
એ પોતે નારણભાઇની રૂપાળી વહુની માગણી કરી હતી કે
જે પ્રમાણે કરવામાં આવ્યા બાદ તેમને માટે કારકુનની
જગોના લખેલા હુકમ ઉપર સહી કરાવવામાં આવી હતી.
નારણ મેહેતાની માફક કારકુનની હોંશ ધરાવનારા પાંચ
પચાશ ઉમેદવાર અને તલાટીઓને પોતાનાં બૈરાં જીવા પા
સે મોકલવાની જરૂર પડતી હતી.

જીવાનો ચીટનીસીમાં તાલુકાના મામલતદારો પણ સ્વારી ઓના હદ ઉપરાંત ખરચથી અને અઘટીત હુકમોથી ત્રાહ ત્રાહ પોકારી રહ્યા હતા. સાહેબના મુકામ આવવાનો સાંભ ળી, તેમને બાળવા લાકડાં, શાક, દુધ અને ઓઢવા પાથર વા ગાદલાં તળાઈઓ તથા જાજમો વીગરે હાલ્લાં ટોલાં સુ ધાં તૈયાર કરી રાખતા હતા. મુકામની જગાઓ વળાવી ઝ ડાવી સાફ સુફ રાખતા. પાણી સુધાં ભરાવી મુકતા. સાહેબ જાદાઓ ઘેર ભોંય સુતાં હોય પણ તેમનાથી ખાટલા વગર સુવાશે નહીં એમ ધારો સર્વેને ખાટલા પણ પુરા પાડવામાં આવતા. દરેક ઉતારે એક એક પટાવાળો, હવાલદાર કે રાવણીઓ તેહેનાતમાં મુકી દેવામાં આવતો કે તેમને કાંઈ જોઇએ તો આ જમ મામલતદારને તરત વરધી આપે. સ્વારીનાં ગાડાં આ વ્યાં હોય ને જીવાભાઈ પાછળ હોય તેમને મામલતદાર ગાઉ સુ ધી લેવા જતા અને ભાઈ શું બોલશે કે શું કહેશે એમ બીહી બીહીને રેહેતા હતા. મામલતદારને સ્વારીમાં એક પં દરના નહાના કારકુન સુધાંતને ઉતારે એક વખત જઈ આ વવું પડતું. આટલી બધી તરખટ રાખતાં છતાં પણ ભાઈ ને કે તેમના કોઈ કારકુનને જરાક કુડું પડયું તો જોઈ લ્યો મઝા. મામલતદારને પોતાને તેમને મનાવવા પડે. ભાઈ પંડે રીસાયા. તો પછી જોઇલ્યો મઝા. કચેરીમાં દફતર તપાસતાં ન જીવી કલમો કાઢે તેનું તો કાંઇ નહીં તેનો પાછળથી ઘ ણીએ જવાબ થાય. પણ લોકો સમક્ષ "તમે મામલતદારોને નાલાયક છો" વિગરે અઘટીત વચનોથી ભલા ઓજમનું અપમાન કરી મુકતો ને હમેશા મુજબ લેવાતી મીજબાની નોપણ અનાદર કરતો. પોતે જો ખુશી હોય તો મામલત દારને દુધપાક, પુરી કે બાસુદી પુરીની રૂ. ૭૫)ની મીજ બાની આપવી પડતી.' સ્વારીથી મામલતદારને એકંદરે રૂ.૨૦૦)થી વધારે પણ ઓછું ખરચ થતું નહીં. આટલું

છતાં પણ જીવો તો ખાઇને બોળનો હતો. તેમના ઉપર એ
વા સખત હુકમો લખતો હતો કે તે બના માણસો મનમાં
કકળીને રહેતા હતા. તાલુકે આવે ત્યારે તેમની આટલી ચા
કરી કર્યા છતાં બાર મહીને તે તાલુકામાં જો સારા ઘઉં
પાકતા હોય તો તે નહીતો પછી ડાંગર તુવેર વિગરેમાંથી એ
ક વસ્તુ મફત જીવાને ત્યાં મોકલવી પડતી હતી. મામલ
તદારોને એકલા જીવાની ખુશામત કરવી પડતી હતી એમ
નહોતું. જીવાને લીધે છગા શેઠ અને તેનાં માણસો સુધાંત
ને અછો અછો વાનાં કરવાં પડતાં. છગા શેઠને તે જીલ્લા
નું આખું રેવન્યુ ખાતું ઓળખી ગયું હતું હતું. કચેરી
ઓના બધા કારકુનોને છગા શેઠના ગુમાસ્તા સુધાંતને ગા
દી ઉપર બેસારવા પડતા અને તેમનું કામ કારકુનોને પહે
લું કરવું પડતું. કારકુનો બિચારા જાણતા હતા, કે ભાઈ!!
મોધી શેઠાણીને વશ છે અને મોધી શેઠાણીના ગુમાસ્તા ના
ખુશ થઇ આપણા વિષે ફરિયાદ કરશે તો ચીટનીસ સા
હેબ કે જે જાતેજ કલેકટર સાહેબ છે તે ખરાબ કરી નાંખશે.

તોપણ જીવાથી જીલ્લાના સઘળા મામલતદારો ડરતા કે
તેની સરભરા કરતા એવું તો કાંઇજ નહોતું. બે ત્રણ મા
મલતદારો એવા માથાના ફરેલ અને કામકાજમાં કાબેલ હ
તા કે જીવાને ઉલટી તેમની ખુશામત કરવી પડતી. આ મા
મલતદારોને ઇંગ્રેજીનું પુર્ણ જ્ઞાન હતું તેથી ગુજરાતીમાં તે
ના ઉપર જરાક પણ અયોગ્ય લખાણ કરવામાં આવતું તો સા
હેબ પાંસે જાતે જઇ જીવાને તેનું કરેલું લખાણ પાછું ખેં
ચી લેવા ફરજ પડાવતા. ઉલટો જીવો તેમની ખુશામત ક
રતો અને તેમના ઇચાર્જના તાલુકામાં જયારે સ્વારી જતી
ત્યારે ત્યાં સાહેબનો મુકામ થોડા દિવસજ રેહતો. જેટલા
દિવસ સાહેબ ત્યાં રેહતા તેટલા દિવસ જીવો આજમ મા
મલતદારને ઘેર મળવા જતો. ઘણા તુમારોમાં સમજ નહીં

પડવાથી આ મામલતદારને પુછી શેરા કરવા સારૂ તે તાલુકે જવા ઉપર તુમાર મુલત્વી રાખતો હતો. આ તાલુકામાંથી સ્વારીવાળાને શાક પાનડું કે બીજખાની મળતી નહીં. કસ્બાનો પટેલ તલાટી અથવા આશપાશના ગામોના તલાટી પટેલો સરભરા કરે કે ખવરાવે તો ભલે પણ મામલતદાર સામી ચણાં સરખી કોઈથી પણ થઈ શકતી નહોતી.

આપણે જોયું કે જીવાનો સ્વભાવ મુળથીજ વાયલ હતો, સારી કેળવણી લીધી નહોતી અને હલકા પગારના નોકરોને નોકરોમાં કેટલી ને કેવી હરકતો પડેછે તેનો તેને અનુભવ નહીં હોવાથી અણુ દિઠાનું દિઠું ને માર મુળોને મીઠું જેવું કરતો હતો. જીવાનો આખા જીલ્લામાં જુલમ વરતઇ રહ્યો હતો. સારા માણુસો તેની પાસે જવાને શરમાતા હતા. ગામડાના મુખીઓ તો તેને કાળ રૂપજ સમજતા હતા એની આખી જીંદગાનીમાં એના બાપ સુધાંતને અણે માનથી બોલાવ્યા હોય તો તેના બાપનાજ સમ. ગમે તેવો સારો માણુસ કામ પ્રસંગે તેની પાસે જતો તો તેને ટુંકારા વગર બોલાવતોજ નહીં. માત્ર બીજા ખાતાનો કોઇ અમલદાર હોય અથવા શેહેરનો કોઇ મોટામાં મોટો શેઠીઓ હોય તેને માનથી બોલાવતો. આટલી બધી તોછડાઇવાળા ન લાયક માણુસ પાસે કયો સારો માણુસ જતાં નહી ખમચાય? ન ચાલેજ તેઓ તેનું મો ઉઘડાવવા જતા હતા. કચેરીના કારકુનો તો તોબા તોબા પોકારી રહ્યા હતા. રૂ. ૪૦)ના પગારના ૬૦ વરસની ઉમરના કારકુનને પણ બેવકુફ અને ગધા કહ્યા વગર ભાગ્યે એક પાણુ દિવશ ખાલી જતો. એક સાધારણ માણુસથી પણ આવું અપમાન કેમ સહન થાય. બધા કારકુનો જાણુતા કે આના કરતાં મરવું તે વધારે બ્હેતર. પણ કરેશુ પેટ વળગ્યું એટલે તેની ખાતર બધું ખમવું પડે. તેમ તેમનામાં હીંમત નહોતી એવી કે જી

વાનો સામે એક શબ્દ પણ ઉચ્ચારી શકે. તેમનામાં ન હોતી એટલી શકતી કે તેમની આ ફરિઆદ સાહેબને કાને લાવી તેનો કાંઇ ઉપાય કરે. અવાચક પશુની માફક તેમને જીવો કહેતો અને કરતો તે સહન કરવું પડતું હતું.

## પ્રકરણ ૧૪ મું.

—○✻○—

મનહર છંદ.

"ઘર તણી નારીને નકારી કરો નર માને,
પરનારી પર ધારી ધારીને નિહાળે છે;
પરણેલી કેરા પૂત તે કપૂત ભૂત જેવા,
રાખેલીના નીજ નામ રાખનાર ભાળે છે;
દલાલ અને કલાલ કહે તેટલું કરાય,
ગુરૂ માતા પિતાને તો પેસાડે પાતાળે છે;
સઉ કહે 'શેઠ હવે સુધર્યા,' કેમ ? તો કહે,
એરંડયું ઉંધું વાળી કેરો સૈન બાળેછે." ૧

મનહર મંજરી

---

આખા જીલ્લાના પાંચ સાત કારકુનો શિવાય બીજાં સ રવે માણસો પણ જીવાને અંતઃકરણથી કદુવા દેતાં હતા. તેમનું કોઇનું પણ સારૂં કર્યું હોય તેવું તો હતુંજ નહીં. જીવાનો પ્રથમનો સગો ચીટનીસ કેટલીક વખતે અન્યાય ક રતો તોપણ તે હદમાં રહોનેજ. તેની વખતમાં નોકરોનુ લી સ્ટ દિવા જેવું રાખવામાં આવતું હતું અને તે સાહેબનીજ પેટીમાં રાખવામાં આવતું હતું. જે કાંઇ ફેરફાર કરવામાં આવતો તે તે વખતના સાહેબના હાથે શેરો મરઈનેજ થ તો હતો. પહેલાનો સાહેબ પણ ઘણોજ ન્યાઇ હતો. દરેક નિમનોક તે પોતાને હાથેજ કરતો. જીવાના સમયમાં તે સ ઘળું પલટઇ ગયું હતું. સાહેબ પાછળ કહ્યું તેમ ભોળો તે

ભુંડાનો ભાઈ હતો. જીવા ઉપરના અતિ વિશ્વાસને લીધે લીસ્ટ તેને સોંપી દીધું. લીસ્ટ પણ પછી નામનુંજ રહ્યુ. તે લીસ્ટ ઉપર બિલકુલ આધાર રાખવામાં આવતો નહી. જુના નોકરને નવો બનાવી દેવામાં આવતો અને નવાને જુનો બનાવી દેતાં વાર થતી નહી. હુંશિઆર ગેરહુંશિઆરમાં અને ગેર હુંશિઆર હુંશિઆરમાં ખપી તેમના નામની સામે શેરા થવા લાગ્યા. ચીટનીસ સાહેબનો વગવાળો ગમે તેવો ઠોઠ હોય પણ તેને હુંશિઆરજ ગણી લેવો એવો નિયમ હતો. તેને જે તાલુકામાં મોકલવામાં આવતો ત્યાંના મામલતદારને તે માથે મરાયો હોય તોપણ તેનુ કામ બીજા કારકુન પાસેથી લેઇ નભાવી લેવામાં આવતો અને પ્રોમોશન વખતે ચીટનીસ સાહેબની શરમની ખાતર મામલતદારો પેલા ઢઠા પણ વગીલા કારકુન માટે ભલામણ કરતા. જીવાના ચીટનીસ થયા પછી તેના પોતાના સગા તો નવા પાંચ સાતજ પેઠેલા હશે પણ છગા શેઠ અને મોઘો શેઠાણીના સગા સાગવા ઘણાજ ઘુસી ગયા હતા. કલેકટરી ખાતાના કોઇપણ નોકરને પ્રોમોશન લેવુ હોય અગર તે ખાતામાં નવુ દાખલ થવુ હોય તો મોઘો શેઠાણીને મળ્યાથી કામ પાર ઉતરશે એમ પ્રસિદ્ધ થઇ ગયુ હતુ. હજારો દરદીઓ સેઠાણીની ઓળગ માટે આવતા જણાતા હતા. એક કહેશે કે મારૂ મુખીપણુ ગયુ છે તે પાછુ વાળવુ છે, બીજો મતાદારી સારૂ ત્રીજો તલાટીમાંથી કારકુનીમાં આવવા, ચોથો સ્ટેંપની સણુંદ મેળવવા, પાંચમો તલાટીનો જગો લેવા, છઠો પ્રોમોશન મેળવા અને સાતમો તેના સગા ઉપર ફોજદારી કામ ચાલતુ હતુ તેને છોડાવવા શેઠાણીની મારફત સોધવા ફાંફાં મારતા હતા. આ પ્રમાણે સર સીફારશ ચાલવાથી શેઠાણીનુ મન વધારે લલચાયુ, તેણે ધીરે ધીરે હાથ લાંબો કરવા માંડયો. જીવો જાણે તેમ તેણીએ જીવાને નામે લાંચ લેવા માંડી ને

તેમાં પાંચ દસ હજાર રૂપૈઆનો વધારો કરયો. લાંચમાં સોકડા રૂપૈઆ લેવાનુ જીવો આટલા દિવશ કાંઇક થોડુ સમજતો હતો પણ તેને જાતે રૂપૈઆ અને કીમતી વસ્તુઓ છડે ચોક લેવા માંડી. સરકારી કામ કાજેમાં જયાં લાંચ રૂપી સ્વાર્થ (લોભ) વચ્ચે આવે એટલે પછી કાંઇ સુજતુ નથી. જીવાને તો બે પાપ હવે વળગ્યાં. વ્યભીચારે તેને ઘેરી લીધો હતો તેની સાથે આ ચોરી રૂપી મહા પાપ છેડે બાંધવા માંડયું.

છગા શેઠને પાકુ નિકળ્યુ તેથી માત્ર આઠ દિવશ પીડા ભોગવી ગુજરી ગયા. આથી જીવાએ દોસ્તને માટે બ્હારથી દિલગીરી બતાવી પણ અંદરથી શેઠાણી અને તેને એક મ્હોટામાં મ્હોટી ફાંસ ગઇ. જીવાનાં પગલાથી છગા શેઠના ઘરમાં લીલા લેહેર થઇ રહી હતી. શેઠને ગુજરતી વખતે ચાર છોકરા અને બે છોકરીઓ હયાત હતી. જીવાને લીધે શેઠનાં છોકરાં મુત્સદી વર્ગમાં વધારે ઓળખાયાં. મ્હોટા મ્હોટા મામલતદારો અને ડીપુટી કલેકટરોએ આ છોકરાં મોટાં થયાં એટલે પોતાની સાથે ખુરશી ઉપર બેસારવા માંડયાં. આ બેસારવુ અને માન આપવુ તે માત્ર બ્હારથી દેખાડવાનુ પણ અંદરથી મશકરી હતી. ચાંટનીસની રાખેલીનાં છોકરાંને માન આપવુ તેમાં મશકરી ના હોય તો બીજુ શું ? હિંદુઓની આ અતિ મ્હોટી અપખોડને સુધારવી તે ઘણુજ અવસ્યનુ.છે. ન્યાતનો ચોરી કરી કેદમાં જઇ આવેલો અગર દારૂપી દંડાએલા સુદ્ધ થાયછે અને પુનઃ તેને ન્યાતમાં જમાડવામાં આવે છે. વ્યભીચારી ઉઘાડે છોગે અનિતીને રસ્તે ચાલે છે તોપણ તેનો અટકાવ કોઇ તરફથી કરવામાં આવતો નથી અને વિલાયત જઇ આવનારને ન્યાત બાહાર કાઢવા સરવે તૈઆર થાય છે. આ શેવાજ ઓછો ભયંકર નથી. આવી જગોએ ઇંગરેજી રીવાજને વખાણ્યા વગર ચાલતુ

નથી. એકર પાશાહ જેવા નામદાર પ્રિન્સ ઓફ વેલ્શના ખા સ મિત્રને મ્હોટાઓની મંડળીમાંથી વ્યભિચારના દોષને માટે કાંકરાની પેઠે કાઢી નાંખ્યો. ડીલ્કનો કેસ પણ તેનેજ માટે પ્રખ્યાત થયો છે તો પછી આર્યોએ તેવા અનિતીને ર સ્તે ચાલનારને એકદમ પોતાની મંડળીમાંથી શામાટે દૂર કરવા જોઇએ નહી ?! જીવાએ રાત્રે પણ મોઘા શેઠાણીને ઘેર રેહેવા માંડયું. દિવશમાં એક ટંક પોતાને ઘેર અને એક ટંક શેઠાણીને ઘેર જમતો. આ વખતે જીવો સંપુર્ણ રીતે અનિતીને રસ્તે ચઢેલો હતો. દારૂડીઓ, રંડીબાજ અને લાં ચીઓ થવાથી તેનામાં એકે દુરગુણનો બાકી રહ્યો નહી. વ- ધારેમાં ઘરનાં છોકરાં ઘંટી ચાટતા હતાં. જીવાની મેહેરબા નીથી જ્યારે શેઠાણી અને તેનાં છોકરાં ચાર પાંચ હજારના દાગીના પેહેરતાં અને રંગી બેરંગી વસ્ત્રો ધારણ કરતાં ત્યારે જીવાની પરણેત સ્ત્રીને પોતાનુ અંગ ઢાંકવાને પણ જીવા તરફથી પૈ મળતી નહોતી. પાંચ છ છોકરાં પણ આમ તેમ ઉઘાડાં નજરે પડતાં હતાં. તેમનુ શરીર ઢાંકવાના પણ સાંસા હતા. પારકુ ભરી પોતાનાં બઇરાં છોકરાંને અન વસ્ત્ર વગર ટળવળાવે એવા જીવા જેવા થોડાજ અક્કરમી આ દુનિયા માં હશે. જીવા જેવા થોડાજ દુષ્ટ માણસો હશે અહીં કે પારકુ ઘર ભરી પોતાની જાતને વાસ્તે પણ આગળ ઉપરની ફીકર ન રાખે. એવા કોઇકજ લફંગા હશે કે જેમને નાત, જાત અને આબરૂની ફીકર થોડીજ હશે. !! ઘણુ અજાયબ જેવુ છે, કે હીંદુ જન મંડળ આવા વ્યભિચારી પુરૂષોને કાંકરાની પેઠે ટાળી ન નાંખતાં ઓર તેમના હોદ્દાની શરમ રાખી માંખણ લગાડવામાં કચાશ રાખતુ નથી. તેમજ આવતાકા બોલ બાલા અને જાતાકા મોં કાલા કરી અમલ ઉપરથી ઉતરયા પછી તેનાં સામુ કોઇ પણ જોતુ નથી. આ મલના મદમાં આંધળા થએલા અમલદારો જયારે અમલ

ઉપર હોય છે ત્યારે તેમની આંખ્યો ઓચીએ જઇ તેમને સુજ નથી પડતી, કે અમલ તો માત્ર ચાર દીવશનું ચાંદણું છે, અમલ મળ્યાનો ઉપયોગ નીતી અને પ્રમાણીકપણાથી ચાલી, ગરિબ તથા તવંગરને એકજ સરખો ન્યાય આપી જશ પ્રાપ્ત કરી વાડુ વાહ કહેવરાવાં કરવાનો છે. અમલનો ઊપયોગ એમ નથી કરવાનો કે તે દ્વારાએ રાંકને રંજાડી, તાલેવનને તતડાવી, દ્રવ્યનો જેમ તેમ કરી સંગ્રહ કરવો અને ઇશ્વરનો ડર રાખ્યા વગર ન્યાયનો અન્યાય અને અન્યાયનો ન્યાય કરવો. કેટલાક અછકલા આધિકારીઓ જેમને ના દિઠાનું દીઠુ ને માર મુળોને મિંઠા જેવું હોય છે તેઓતો અહંકારમાંજ મગ્ન રહેલા જણાય છે, તેમને તો એમ જણાય છે કે તેઓ આ દુનિઆના નહી પણ બારોબાર ઉતરી આવેલા સ્વર્ગના માણસ છે. તેમના મનમાં હાથ નિચેનાં માણસો તુચ્છ જેવાં જણાય છે, પોતાનુ જેટલું કરેલું તેટલું સર્વે સારૂ એમજ તેઓતો ધારી લેછે. "હું" શબ્દ વાપરતાં તેમને શરમ લાગે છે. તેથી પોતે પોતાની જાતેજ "અમે" કહી માન લઇ લેછે. સરકારી કામમાં સત રાખ્યા કરતાં ઘર આગળ સ્ત્રી સમાજમાં ભેળાવાની મનોવૃતી વધારે પ્રબળ જણાયછે. અર્થાત લુણ હરામ કરવું તેમને દુરસ્ત લાગે છે.

ઘણું અજાયબ થવા જેવું તો એ છે કે જીવાના સાહેબે (કલેકટરે)આ વખતે પોતાની ઈંગ્રેજી નિતિ કોરાણે મુકી હતી. સાહેબને સારી રીતે ખબર હતી, કે જીવો સ્ત્રી લંપટ છે. મોધી શેઠાણીને તેણે ઉઘાડે છોગે રાખેલી છે એમસાહેબનાં મેમસાહેબ સુધાં જાણતાં હતાં આટલું છતાં પણ આળસુ, અતિ વિશ્વાસુ અને મમતી સાહેબ જીવાની આંખેજ દેખતો હતો. જીવા સબંધી કોઈ પણ ફરિયાદ સાહેબને કાને ધરવામાં આવતી તો તેની કદી પણ તપાસ થયેલી જાણી નહી. દેશથી ફરિયાદ કરવામાં આવેલી છે. ફરિયાદમાં

સચાઇ નથી વિગરે મનસ્વી કારણો બતાવી માંડી વાળતો અને કમીશનરે કે સરકારે જવાબ માગ્યો હોય તો સઘળી ફરિયાદો માથે ખેંચી લેઇ બિલકુલ તપાસ કર્યા વગર જવાબ ઘસડી કાઢી સરકાર સુધાંને ધુંજામાં મુકતો. જેના ઉપર આટલી બધી મ્હેરબાની, જેની આંખેજ સાહેબ દેખે તેની સામે ઉઘાડે છોગે કોણ ફરિયાદ કરવા બ્હાર પડે અને કોઇ બ્હાર પડયો તો તેમાં વળે પણ શું ? આથી જીવાએ હદ ઉપરાંત જવા માંડયું. ઉઘાડે છોગે અન્યાય કરવા માંડયો. જીવાની આખી જીંદગીમાં જોવા જઇએ તો તેનો ખરેખરી ચઢતીનો વખતજ આ હતો. તેનું ખરૂં પુન્ય આ વખતે તરી રહ્યું હતું. જે હોય તે જીવાથી અંજઇ જતું. સારા સારા માણસ તથા બ્હારથી સ્વતંત્ર છીએ એમ કહેવરાવનારા પણ જીવાને વશ થઇ ગયા હતા. તેઓ સઘળા જાણતા હતા કે જીવાના જેવી અનિતી એક નીચમાં નિચ માણસ પણ કરી શકે નહીં. પણ તેઓ સ્વાર્થના વ્હેણમાં વાયલા ઘોડા–જીવા–પાસેથી કામ કાઢી લેવા પોતાનું કર્તવ્ય ભુલી તણાયા હતા. ગાંડીયું જીવો, ડોળઘાલુ જીવો, રમતી આળ જીવો, રંડીબાજ જીવો, બેવકુફ જીવો અને લાંચીઓ જીવો જરાકે ચેત્યો નહીં કે હું કોણ છું, મારામાં કેટલું પાણી છે, મારી કેટલી મગદુર છે, મારામાં કેટલી કેળવણી છે અને આ દુનિઆમાં સારામાં ખપવામાં મારામાં કેટલું ઝવાહીર છે. ઇશ્વર કૃપાથી આવી જગો મળી છે તો તે સાચવીને ચાલ્યાથી વધારે મુદત ચાલશે એમ તેના મનમાં બિલકુલ આવ્યું નહીં. આ નોકરી નહીં હોય તો ગાંધીને ત્યાં પડીકાં બાંધવા પણ તે આવડ્યા વગર રાખશે નહીં એમ તેણે વિચાર્યું નહીં. ઇશ્વર ઇચ્છાએ મળેલી સારી વસ્તુ તે ડહાપણથી સાચવી શકયો નહી. આશાપાશનાએ કામ કાઢી લેવા તેને જેમ ચઢાવ્યો તેમ તે ચઢયો. શેઠાણીએ તેને જે

મ ફુલાવ્યો તેમ ફુલ્યો. સગા સાગવા અને ભાઇબંધ દોસ્ત દારોએ જેમ ચઢાવ્યો તેમ ચઢયો. તેણે જેટલા અન્યાય કર્યા, જેટલી બદફેલી કરી અને પરમેશ્વરના ડર વગર જેટલો અનિતિ કરી તેટલી સર્વે નભી અને વચ્ચે કાંઇ વિક્ષેપ નડયો નહીં. હરકોઈ કામમાં જ્યારે એક વખત બીજી વખત અને ત્રીજી વખત એમ સારૂ કે નરતું આરંભેલું કામ પાર પડેછે એટલે તેથી વધારે ખરાબ કે સારૂં કામ કરવાને માણસને વધારે ને વધારે હીમત આપેછે. જીવાને પણ તેમજ થયું. સાહેબને તો જાણે તે પીજ ગયો હતો, ગમે તેવું અન્યાયનું કામ તે સાહેબનો પાસે કરાવવા શકતો માન થયો. એક તરફથી આ પ્રમાણે રાજ્યદ્વારી બાબતમાં તેના પુન્યનો ચંદ્રમા પુર્ણ કળામાં હતો તેને લીધે બીજી તરફથી પણ તેનો સારો ભાવ પુછાતો હતો. પ્રતિષ્ટીત પુરૂષો તેને મળવા આવતા અને ભાઇ ભાઈ કરી રહ્યા હતા. જીલ્લાનું આખું રેવન્યુ ખાતું તેની ફુંકે ફાટતું. જેનું સાહેબ પાસે માન, સાહેબ તેજ પોતે ત્યાં પછી ખાતાના હાથ નિચેના નોકરો માન આપે તેમાં તો પુછવુંજ શું પણ તેની બરોબરીઆ ઓફીસનો હેડ કલાર્ક પણ ભાઈની ખુશામત કરતો. કલેકટર ઓફીસમાં ચીટનીસ અને હેડ કલાર્કો હિંદુ ગુજરાતી હોય તો તેમને "ભાઇ સાહેબ"ના અને પારશી હોય તો શેઠ સાહેબના ઉપનામથી બોલાવામાં આવેછે. જીવાની વખતમાં જે હેડ કલાર્ક હતો તેને "ભાઈ સાહેબ" કહાને રીવાજની ખાતર બોલાવામાં આવતો પણ ઓફીસમાં તેનો તો ગણત્રીજ નહોતી. ઇંગ્રેજી કલાર્કો પણ જીવાને માંખણ લગાવતા. હેડ કલાર્ક તો માત્ર એક સાધારણ કલાર્કથી પણ નફ્ટ હતો. પ્રથમ આ રીવાજ હતો કે ઇંગ્રેજી નિમનોકો હેડ કલાર્કને પુછીને અને ગુજરાતી નિમનોકોની વ્હેચણ ચીટનીસને પુછીને કલેકટર કરતો પણ જયારથી બીજા

ના વિશ્વાસ ઉપર કામ કરનાર કલેકટર આવ્યો ત્યારથી જ બરો હતો તે જીતતો. આ હેડ કલાર્કની પેહેલાં તો એક પારશી શેઠ સાહેબ હેડ કલાર્ક હતો તેણે કલેકટરને વશ કરી ગુજરાતી નિમનોકો સુધાં પોતાની મારફતે કરાવતો ને જી વાને સુતો મુકતો. આ વખતે જયારે હેડ કલાર્ક માલ વિના નો આવ્યો ત્યારે જીવાએ સ્વતંત્ર રીતે કામ કરવા માંડ્યું અને પોતાના સંપુર્ણ રીતે પોબાર ચલાવવા માંડયા. જેથી સર્વે તરફથી જીવાભાઇ જીવાભાઇ થઇ રહ્યા. સાહેબ જાણે કે શી વાત તે જીવાભાઈ, શેઠાણી જાણે કે જીવો તો મારા હૈયાનો હાર, અને સાહેબે માન્યો એટલે લોકો માને તેમાં તો નવાઇઅજ શી. ફકત ઘરની બૈરી અને છોકરાં તેનાં ના મનો છેડો વાળી લાંબે સાદે આશીશ દેતાં હતાં.

## પ્રકરણ ૬૫ મું.

—o✻o—

દોહરા.

અધિકારી જયાં આંધળો, ચહે આપ આરામ;<br>
અમલ દાખવે ત્યાં બહુ, નોકર નિમક હરામ. ૧<br>
દીન પ્રજા પામે સજા, મજા પાપિને હોય;<br>
ન્યાય અને અન્યાય કો, આંખ ખોલી નવ જોય. ૨

---

અરે!! પણ અસ્તોદયે કોને છોડયા છે, કે દયા લાવી જીવાને જતો મુકે. મ્હોટા મ્હોટા શિવ, બ્રહ્માદી અને સુર્ય ચંદ્ર જેવાને તેણે ચટકું બતાવ્યું તો કોણ બીચારો એક પસુવત જીવો. એવો એક પણ આ જગમાં જડશે કે, જેને તેની આખી ઉમરમાં દુઃખ સુખે કોઈ પણ વખતે પોતાના સપાટા લીધું નહીં હોય? નથી ધરાતું કે એક પણ અપ વાદ રૂપ દાખલો કદી પણ મળી આવે. જુવો રામ અને કૃષ્ણ, જુંઓ રાવણ ને અહીરાવણ, વળી નજર કરો

કૌરવ અને પાંડવ તરફ કોણ બાકી રહયું છે અસ્તોદયની ઘં ટીમાં દળાયા કે અથડાયા વગર ? કોઈજ નહીં. જીવો, ન્હા નપણુથીજ લાડ અને મોજ શોખમાં ઉછરેલો હોવાથી તે ના મનમાંજ કદી આ આવ્યું કે:—

"ખોટાથી ફળ શુભ મળે, પણ શુભ ફળ અંતે ન્હોય;"
ઝેર મળ્યું અમૃત વિષે, મૂળ મોતનું તોય"

તેણે તો ઉજળું એટલું દુધ દીઠું. આગળ ઉપર વિપ તી પડશે અને તેથી ગમે તવો હશે તેની પણ વખત આ વ્યે પગરશા કરવી પડશે એમ જીવાએ જાણ્યું નહીં. સાહે બ ઉપર પણ જીવાએ એટલો બધો ભરોસો રાખી વગર કાળજે કામ કરવા માંડયું કે તેના મનમાં તેના ઘરડાઓ ની કહેવત પણ યાદ ન આવી કે "ત્રણ ખુણાની ટોપી કો ઇની નહીં." ગમે તેમ મુશ તો તે સવળા ને સવળી.

જીવાની આપખુદી, જુલમ, લાંચ, સારાં માણસો પ્રત્યે ખે પરવે એટલાં બધાં વધી ગયાં હતાં કે તેના દુસ્મનનો પાર નહોતો. તેને હાથે ઘણા નિર્દોષ મનુષ્યો ખરાબ ખસ્ત થઇ ગયાં હતાં તેથી તેમણે કાંઇક વ્યાજબી રસ્તો લેવા નિ શ્ચય કર્યો. બે ત્રણ માણસો તો જેમને મામલતદારોને ચી ઠીઓ લખી સજાઓ કરાવેલી અને તે પાછી અપીલમાં પો તાના સાહેબ પાસે કાયમ રખાવેલી તેવા હતા. કેટલાકનાં વણેરા પરમ પરાનાં વતન જડ મુળમાંથી કાઢી નાંખેલાં તે લો કો હતા. કેટલાક નોકરોને નાહકના હેરાન કર્યા હતા તે હ તા. એમ જીવ ઉપર આવેલાની ટોળીએ જીવાનો ઘાટ ઘ ડવા પેરવી કરવા માંડી. જીવાને અંતઃકરણથી કોઈ પણ ચહાતું નહોતું તેથી અરજી કરનારને બે ચાર વકિલો, બે ચાર સરકારી નોકરો અને બીજા તેવાજ દરદી પાછળ રહી ને સલાહ આપનાર મળ્યા. સારા માણસો ભળ્યા વગર સ રઘસ ચઢવાનું પણ નહોતું, પ્રથમ બે વખતે જીવા ઉપર

લાંચ લીધાની ફરિયાદ થઈ હતી પણ તેમાં હલકાં માણસો ભળવાથી, અરજદારોને ખરેખર સલાહ આપનાર નહીં મળવાથી અને જીવાની તરફથી સાક્ષીઓને પૈસા પ્હેંચાવાથી, તે ફુટી જવાથી, કામ સાબિત થયું નહોતું અને તેથી જીવાભાઇ છુટો ગયા હતા અને જીવા ઉપર સાહેબની વધારે આસ્તા બેઠી હતી. સાહેબ તરફ અને સરકાર સુધી ઘણી નનામી અરજીઓ જતા પણ તેવી હીચકારી ચાલને સરકારે પસંદ નહીં કર્યાથી તેવી અરજીઓનો ઉપિયોગ સાહેબ લોકો બીજે પ્રકારે કરતા. કેટલીક ફરિયાદો તો કાયદાની બારીકીને લીધે થતી અટકી પડી હતી. લાંચ લેનાર અને આપનાર દરેકને કાયદાએ સજા ફરમાવેલી હોવાથી ફરિયાદીઓ કહેતા કે ખેર તેટલા રૂપૈઆ કે વસ્તુ ગઇ તોપણ ફરિયાદ કરીને ઉલટું કેદમાં કોણ જાય. આ સઘળા લોકો પાસેથી જોકે જબરઈથી કઢાવવામાં આવતું તેથી લાંચ આપનાર તરીકે તેમને સજા થવાની નહોતી પણ ખરી હકીકતની તેમને માહીતી વગર તેઓ એમને એમ બેશી રહ્યા હતા. હાલના સમયમાં તેવા દાખલા સેંકડો બનેછે પણ લોકોની અજ્ઞાનતાને લીધે લાંચીઆ નોકરો ફાવી જાયછે અને ગરિબ માણસોને વગર કારણે પૈસા કાઢવા પડેછે. ઇંગ્રેજી અમલ આવ્યા છતાં પણ લાંચ લેશ માત્ર પણ ઓછી થઈ નથી. કાં રેવન્યુ ખાતામાં કે કાં જ્યુડીશીયાલ ખાતામાં, સરકારના ગમે તે ખાતામાં જ્યાંજોશો ત્યાં લાંચ વિનાનું જોવામાં નહીં આવે. જોકે હાલમાં કેટલાક ગ્રેજ્યુએટ મામલતદારો થયેલા છે તેથી તેમનામાંનો ઘણો ભાગ આ દુર્ગુણથી દુર જોવામાં આવેછે, પણ જ્યારે તેમની પણ લીલાઓ સાંભળવામાં કે જોવામાં આવેછે ત્યારે તેમની કેળવણી અને નામને માટે અફસોસ કર્યા વગર ચાલતું નથી. જ્યારે ગ્રેજ્યુએટો માંહો માંહોથી આવા નિવડે તો પછી જુના નોકરો રાવ

સાહેબો બન્યા હોય તેમની તરફની સારી આશા રાખવી તે શું ફોગટ નથી ? તોપણ ધન્યવાદ જાણીશું તેમને મા ટે જેઓ ગ્રેજ્યુએટ નહો છતાં તેવા બિગાડથી સો ગાઉ દુર નાસેછે. જ્યુડીશીયલ ખાતામાં રેવન્યુ ડીપાર્ટમેંટ જેટલું ખુદ અધિકારીઓમાં અંધેર જોવામાં નથી આવતું એ ખુ શી થવા જેવું છે પણ તે ખાતાના બેલીફોને માટે શું સર કાર એક કાયદોજ નહી ઘડે !! બેલીફો સઘળા ખરાબ નથી પણ તેમનામાંથી ઘણો ભાગ લાંચીઓ છે એમ હીમતથી ક હ્યા વગર ચાલતું નથી. પ્રથમ તો દિવાની કોરટમાં કોઇને જવુંજ ન પડશો. અને વખતે જવું પડે તો બેલીફ સાથે તો કામજ ન પડશો. મોટા મારતે મોઆં શીવાય બેલીફ લાંચ લીધા શિવાય કદી પણ કામ કરતો નથી. ફુલ નહી ને ફુલની પાંખડી પણ બેલીફને ચઢાવવી જોઇએ. બેલીફને આ પ્રમાણે આપવામાં ન આવે તો તેની પાસે હજાર ઉપા ય છે. વાદીને આ ગામથી પેલે ગામ બીજાં કામો બજાવ વા જાય ત્યાં રખડાવા મારે છે. વાદીને સેજ સાથે જતાં વાર લાગે તો વારંટ માંડી વાળે અને છેવટ કાંઈ ન ચાલે તો પ્ર તિવાદીને જપ્તી કે કેદના વારંટની પ્રથમથી ખબર આપી વા દીનું કામ કથાળે. બેલીફના હાથમાં આટલી બધી સતા હો વાથી તેને વાદીઓ નિવાજે એમાં શી નવાઈ છે ? સબ જજ સાહેબ હુકમ નામું કરી આપે પણ બેલીફની મરજી વગર વગર બજાવ્યે વાદી ઘરમાં બાંધી મુકે ત્યારેજ. આ પ્રમાણે સરકારના દરેક ખાતામાં કેટલો બિગાડો છે, નોકરો કેવે પ્ર કારે અને કેવાં કામોમાં લાંચ લેછે અને લેઇ શકે તે બતાવ વા જઇએ તો એક તેને માટે જુદું પુસ્તકજ લખવું પડે પરંતુ ટુંકામાં લાંચ એ નામ નિકળી જવુંજ કઠીણ છે.

તા. ૧૫મી અગષ્ટ સને ૧૮૮૫મે રોજ સાંજના પાંચ વાગે મી— એ અરજીઓ પોકરાવી. દરેક કલેકટરના પાસે

જેમ હાલ પણ ચીટનીસો પાસે ઉભા રહે છે તેજ પ્રમાણે
તે વખતે પણ દફતરદારને બદલે ચીટનીસ અરજીઓ લેતો
વખતે પાસે ઉભા રહેતા હતા. જીવો સાહેબની નજીક ઉ-
ભો હતો તેણે પટાવાળાની પાસેથી એક પછી એક અરજી
પોતાના હાથમાં લીધી. આજે જીવો જાણતો હતો, કે તેના
ઉપર ફરિઆદો થવાની છે. અરજીઓ લીધા બાદ સઘળા
અરજદારોને દુર કાઢવાને અને એક પછી એક જેમ જેમ
બોલાવવામાં આવે તેમ તેમ લાવવા એવો જીવા ભાઇએ
હુકમ કરયો. સાહેબ તો માત્ર પુતળુ હતો. બડા સાહેબેતો
એક શબ્દ પણ બોલવાની બાધા લીધી હતી. પ્રથમ જીવો
સઘળી અરજીઓ તપાશી ગયો. તેમાંથી પાંચ અરજીઓ
વાળીને જીવાએ પોતાના ગજવામાં મુકી. સાહેબે પુછ્યું કે
તમે આ પાંચ અરજીઓ શા માટે ગજવામાં મુકી? ત્યારે જી-
વાએ કહ્યું, કે આ અરજીઓ સાધારણ છે સાહેબને કાને
નાખવા જેવી નથી. આપણે ત્યાં તુમારો ચાલેછે તેમાં અ-
રજદારોએ દસ્તાવેજો રજુ કરયા છે તેની તેમને નકલો જો-
ઇએ છીએ તેથી ઓફીસમાં તપાસ કરયા બાદ તેમને જવા
બ આપવાનો છે. સાહેબ કાંઇ બોલ્યા નહી ને જીવાએ બીજી
અરજીઓના અરજદારોને એક પછી એક એમ બોલાવા
સાહેબ અડધુ બોલે એટલે તેનુ આખુ વાકય કે આખો જ-
વાબ બનાવી અરજદારોને વિદાય કરયા. જીવાના હાથમાંની
અરજીઓ થઇ રહી એટલે સાહેબ સમજીનેજ મેડા ઉપર
ચઢી ગયા કે અબ સબ કામ હો ગયા. પણ પેલા પાંચ
અરજદારોને આઘા ઊભા રાખ્યા હતા તેમણે સાહેબને પો
તાને વગર બોલાવે આઘેથી ઉપર જતાં જોયા એટલે નજદીક
આવી ઘણાંએ ફાંફાં મારયાં સાહેબને રૂબરૂમાં મળવાનાં.
સાહેબે ઉપર ચઢતે ચઢતે પટાવાળા પાસે કહેવરાવ્યું કે ઓ
ફીસમેંસેં જવાબ મીલેગા. પણ અરજદારોને તો જુદીજ

બાબત ઉપરની અરજ હતી એટલે તેઓ શું કરે. ઓફીસમાં જઇને જીવાભાઇએ હુકમ કરયો કે આ સબ લોકકુ અબ નીકાલદો. પટાવાળો જીવાને નામ હતા. હુકમ સાંભળતાંજ બિચારા ફરિઆદીઓને બંગલા પાસેથી કાઢી મુકયા અને જીવાભાઇ ઓફીસમાં ચાલતા થયા !! બડા સાહેબોની રમત ગમતની મોજ શોખને લીધે જીલાઓમાં હાલ પણ કેટલીક જગાએ આટલુંજ અંધેર જોવામાં આવે છે. અરજદારોની અરજ ઉપર કોઇપણ પુરતુ લક્ષ આપતુ નથી. જેટલી બાબતો સાહેબના રૂબરૂ તેમના કાન ઉપર હાથ નીચેના નોકરોની મારફતે લાવવામાં આવે છે તેટલીજ બાબતો પોતે ધ્યાન ઉપર લેછે. પરંતુ તે પણ જોઇએ તેવી રીતે તો નહીજ. જો તેવે પ્રકારે તેમની રૂબરૂ લાવવામાં આવતી ફરિઆદો વિગરેનો અંદર ઉતરીને તપાસ કરે તોજ સત્યાસત્ય તુરત પકડાઇ આવે. પણ હમેશાં તેમની બે દરકારી ભરેલી વરતણુંકથી આ દેશમાં સેંકડો બલ્કે લખો અન્યાય બહાર આવે છે. બે દરકારોનુ નાહાનુ રૂપ પછીથી નામ બદલી આપખુદીનુ નામ ધારણ કરે છે. જે કાંઇ કસુર,–ભુલચુક–અન્યાય બે દરકારીમાં થયા હોય છે તેને માટે કાંઇક ફરિઆદ બાહાર લાવવામાં આવે છે. અને વખતે તેને માટે તેમના ઉપરી તરફથી જરાક ખુલાસો માગવામાં આવે છે, કે તે સઘળુ પોતાની જાણમાંજ થયું છે ને ફરિઆદ વગર પાયાની છે લખી જવાબ કરી વાળો વધારે ને વધારે આડે રસ્તે ચઢતા જણાય છે. આ પ્રમાણે જે ઇંગ્રેજોને જીલ્લામાં સ્વતંત્ર સત્તા સોંપવામાં આવેછે ને જેઓ રાજા કરતાં કેટલીક બાબતમાં ચઢે એવા હોય છે તેઓ પઇકી જ્યારે કેટલાક મોજમાં પડી હાથ નીચેના નોકરોની ચાલ ચલગત જાણ્યા વગર, તેમની કેળવણીનો પણ બિલકુલ ખ્યાલ લાવ્યા શિવાય તેમના ઉપર સંપુર્ણ વિશ્વાસ રાખી કામ કરેછે તો આ ઈંગરેજી ન્યાઇ રાજ્યને શું

નાહાનો ગુનો ખટો લગાડનારૂ છે. ને જો તે પ્રમાણે સઘળા કલેક્ટરો કરે તો ઇંગરેજી રાજ્યને ઘણો ભારે ધોકો પોચાડનારા થઇ પડે.—જીલ્લામાં પણ જીવાની ખરાબ ચાલ, જુલમ અને બીજી અયોગ્ય વર્તણુક તથા તેના સાહેબે તેના ઉપર રાખેલા અતી વિશ્વાસથી ઠેર ઠેર જુલમ જુલમ વર્તઇ રહયો હતો. વળી ઉપર બતાવ્યુ તેમ જીવા ઉપર ઉઘાડે છોગે કરવામાં આવતી ફરિઆદો પણ જીવાનાજ ગજવામાં જઇ પડતી હતી. તોપણ પાપનો ઘડો ભરાતાં થોડીજ વાર લાગે છે. ઘાણી અનિતિ અને અન્યાએ ઘણા દુશ્મન થાય એટલે તે વધુ મુદત ટકેજ કેમ?!

## પ્રકરણ ૧૯ મું

—○✻○—

ચોપાઇ.

અધર્મિને અવનીમાં વેર, અધર્મિના ભોજમાં ઝેર;
અધર્મિને અંતે પણ હાણ, એવું કે'છે વેદ પુરાણ. ૧

જીવાના સમજવામાં તો એમજ હતુ, કે તેના પોતાના વિરૂધ માત્ર આઠ દસ માણસ છે. શિવાયતો તેનુ સૌ સારૂજ બોલેછે. ખુશામતને ચાહાનારા અને ખુશામતથી ફુલઇ જનારા બેવકુફોની કેટલી ખરાબી થાયછે, તેનો આ પ્રતક્ષ દાખલો છે. તેની પાસેજ બેસનારા, તેના અંગના માણસો, જેમને તે પોતાના કરી માનતો તેઓજ તેની સામા હતા જીવાએ જેમને જગો આપી મેહેરબાની બતાવી હતી તે પણ જીવાની ચાલથી કંટાળી જઇ આઘે રહીને પણ તેનુ કાટેલુ થવુ ઇચ્છતા હતા.

પેલા પાંચ અરજદારો કલેકટરને અરજી કરવામાં નિષ્ફળ થયા, તેથી તેઓ નાઉમેદ થયા નહી. ઇંગ્રેજીમાં અરજી લખી રજીષ્ટર કરાવી ટપાલમાં નાંખી તેનો ખુલાસો પણ ફરિઆદીઓને પાસે રાખ્યા વગર જીવા પાસેથી માગ્યો.

અતિ વિશ્વાસને લીધે ગમે તેવી ગંભીર ફરિયાદો જીવા ઉપ
ર કરવામાં આવતી તે પણ સાહેબ જીવાને બતાવતો. આ
મ કરવાનુ સાહેબને કારણ હતુ. સાહેબના મનમાંજ એમ
ઠસાવ્યુ હતુ, કે જીવાની વિરૂદ્ધ અને સાહેબની સામે કેટલાક
કાવત્રાંખોરોને તેમનો સ્વાર્થ નહી સધવાથી આ પ્રમાણે
ખોટી અરજીઓ કરે છે જેના ઉપર ધ્યાન આપવા સાહેબ
ને જરૂરજ નથી !! જીવાની કેટલી જુઠ ! અને સાહેબનુ કેટલુ
ભોળપણ !! છેવટે જીવ ઉપર આવેલા અરજદારોને મેજી
સ્ત્રેટને ત્યાં ફરિઆદ કરવાની જરૂર પડી. પણ મેજીસ્ત્રેટો
કોણ. કલેકટર વા. ડીસ્ટ્રીકટ મેજીસ્ત્રેટના હાથ નીચેના ફર્સ્ટ
આસીસ્ટંટ, સેકંડ-આસીસ્ટંટ કે ડીપોટી કલેકટરોને અથવા
મામલતદારોને ફર્સ્ટ, સેકંડ કે થર્ડ કલાસ મેજીસ્ત્રેટોના અ
ખતીઆર આપેલા હોય છે તેથી તેઓને કલેકટરના કહેવા
પ્રમાણે શરમની ખાતર કર્યા વગર કેમ ચાલે ? આ મેજી
સ્ત્રેટોમાંથી જેઓ ગોરા હોયછે તેઓને તો ચાઠીથી અથવા
રૂબરૂમાં કહ્યાથી તે કર્યા વગર ચાલેજ નહી. પોતાના ઉપર
આજે ફરિઆદ થનાર છે એમ જીવાને પ્રથમથી ખબર હુ-
તી. તેથી તેણે પોતાના સાહેબના કાન સંપુર્ણ રીતે ભરી
મુકયા હતા. બીજે દીવશે ફર્સ્ટ આસીસ્ટંટ કલેકટર કલેકટરને
મળવા આવ્યો અને તેણે જીવા ઉપર ફરિઆદી થવાની વાત
છેડી. કલેકટરને તો જોઇતુ હતુ તેટલુ, તેથી જીવાની ચાલ
ચલગત, તેના ઉપર ફરિઆદીઓ શા માટે ફરિઆદ લાવ્યા
છે અને બનતાં સુધી આ કેસનુ છેવટ શી રીતે લાવવુ તે
સઘળી ભલામણ તેણે કરી. ફરિઆદી અરજી આપતી વખ
તેજ જીવાને સસ્પેંડ રાખી કામ ચલાવવા અરજ કરવામાં
આવી હતી; પણ તેમ કરવાની મેજીસ્ત્રેટે ના કહી હતી.
ચીટનીસ જેવા મોટા ઓફીસરને માટે સમન્સ કે વોરંટ કાઢી
એકદમ કામ ચલાવવું તે મેજીસ્ત્રેટે વ્યાજબી વિચાર્યું

નહી જેથી પ્રાઇમા ફેસી તજવીજથી કેસ થાય છે, કે નહી તેને સારૂ તજવીજ કરવા માંડી. કાચી તજવાજમાં ફરિઆ દીને પુરાવો રજુ કરવામાં ઘણીજ અડચણો નાંખી તેમાંથી એવો સાર કાઢયો કે ત્હોમતદાર ઉપર સમન્સ આપવા યો ગ્ય જણાતુ નથી માટે ફરિઆદ કાઢી નાખવામાં આવે છે. વિશેશમાં ફરિઆદીઓએ જુઠી પ્રતીજ્ઞા કરી છે માટે તેમના ઊપર કામ ચલાવવા કોર્ટની પાસેથી પરવાનગી માગવામાં આવશે તો તે ખુશીની સાથે આપવામાં આવશે. પ્રાઇમા ફેસી કેસ થાય તે શેનો!! જીવાના માણસોએ કેટલાક હા લચુ સાહેદાને પૈસા આપી ફાડી નાંખ્યા. ફરિઆદીએ આપે લા સાહેદોનાં નામ બ્હાર ન પાડવા તેણે અરજ કરી તે ઉરાડી મુકવામાં આવી અને સાત દીવશની લાંબી મુદતના સમન્સ કાઢવામાં આવ્યા. કેટલાક મુદાના સાહેદાને દસ્તાવેજ સાથે પાછળથી રજુ કરવા અરજી આપી તે નામંજુર કરી દીધી. પરદેશ ગએલા સાહેદા એક બે દીવશમાં આવશે એ ટલે રજુ કરવામાં આવશે એવા રજુ કરવાના સાહેદાની રાહા જોવાનુ મેજીસ્ત્રેટે દુરસ્ત ધારયુ નહી. ફરિઆદ થઇ તેને ત્રીજે દિવશે સાહેબ પ્રગણામાં નિકળી પડયા ને કામ મુદતે ધમધોકાર ચલાવવા માંડયું જેથી ફરિઆદીઓના વકી લને હાજર રેહેવાને માત્ર એક દિવશની મુદત પણ આપવા માં આવી નહી. મુદતને દીવશેજ આમ કેસને અદ્ધર ઉરા મુકવામાં આવ્યો!! કેવો ઇનસાફ!! જીવાની કેવે પ્રકારે ફ તેહ! ઉલટો ચોર કોટવાળને દંડે!! સામા ફરિઆદીના ગ ળામાં ટાંટીઆ!! ઇનસાફની તો આવી ખુબીઓ. ફરિઆદી ઓની ફરિઆદીની પાકી તજવીજ થઇ કેસ ઉરાડી મુકયો હોત અને તેમના ઉપર કામ ચલાવવા સેકસન આપ્યુ ન હોત તો. તેઓ જરૂર આગળ ન જતાં ચુપકી પકડી બેશી રહેત. પણ તેમને હવે તો અપિલ કર્યા વગર છુટકો ન-

હોતો. જીવો પણ ફરિઆદ માંડવાની હીમત ધરત નહી. ફ રિયાદીઓ પાસે ઘણા સંગીન પુરાવો હોવાથી તેમણે ડીસ્ત્રીકટ જજને ત્યાં અપિલ નોધાવી. અપિલમાં મેજીસ્ત્રેટે જાણીને નાખેલી અડચણો બીજી આશપાશની સઘળી હકીકતો અને જીલાના સઘળા ગોરાઓનુ એક થવુ એ સઘળુ એક હુશીઆર વકીલની મારફતે જાહેર કરવામાં આવ્યુ. આ વકિલ ફરિઆદીઓનો પ્રથમથીજ સલાહકાર હતો તેથી તેને કેસની સઘળી હકીકતની સંપુર્ણ માહીતી હતી. જજનો રૂબરૂ પોતે એફીડેવીટ કરવાને તૈયાર થયો. તેના પ્રમાણિકપણા વિશે તેના દુશ્મનને પણ શંકા આવે એમ નહોતુ. જજને પણ સંપુર્ણ ખાત્રી હતી કે તે બારમાં બીજા વકીલો કરતાં વધારે પ્રમાણીક હતો. કામની હકીકત જોતાંજ જજને મેજીસ્ત્રેટે ચલાવેલી વર્તણુક ઘણીજ ગેર કાયદે જણાઇ અને બીજા મેજીસ્ત્રેટ પાસે કેસ ફરિ તપાસ સારૂ મોકલવા હુકમ કરયો. મેજીસ્ત્રેટે આપેલુ સેકસન રદ કરયુ અને તેની સાથે હુકમ કર્યો કે ત્હોમતદાર ઉપર પાકી તજવીજે કામ ચલાવવુ.

સંયોગ એવો બન્યો, કે પેહેલાં જે મેજીસ્ત્રેટે કેસ ચલાવ્યો હતો તેની બદલી થઇ ગઇ અને તેને ઠેકાણે એક દશા શિવિલીયન તેના ઇનસાફ અને એકમાર્ગીપણા માટે એટલો પંકાયો હતો કે કામ પ્રસંગે સગા બાપની પણ શરમ રાખે નહી. મુળમાં દશી તેની સાથે આટલો બધો પ્રમાણીક તેને કલેકટરથી કહેવાયજ કેમ. વખતે કલેકટરે કેસના સબંધમાં કાંઇપણ કહ્યુ હોત તો તેનુ માન્ય પણ રહેવાનુ હતુજ કયારે. જોકે આ મેજીસ્ત્રેટના કાન ઉપર પણ જીવાના જુલમ અને તેના ઉપર કલેકટરની હદ ઉપરાંત મેહેરબાની વિશે આવ્યુ હતુ પણ તેણે કામ ઉપર બેઠા પછી ન્યાયની ખાતર હમેશાની માફક તે વાતો લક્ષમાં ન રાખવા નિશ્ચય કર્યો હતો. કામ પોતાની પાસ આવ્યા પછી તેણે સઘળો કેસ વાચ્યો

જોવો અને જીવાને સસ્પેંડ કરયા વગર ઇનસાફ બરોબર થઇ શકશે નહી એમ તેને જણાયાથી કલેકટરને ત્યાં યાદી કરી જણાવ્યુ. કલેકટરે આ માટે એક બે વખતે ઉલટાવ્યુ પાછું વટે મેજીસ્ત્રેટના નિસ્પ્રાહી અને ન્યાય યુકત જવાબોથી તેને જીવાને સસ્પેંડ કરવા તજવીજ કરયા વગર ચાલ્યુ નહી. તજવીજ થઇ ને કલેકટરને ત્યાંથી જવાબ આવ્યો એટલે મેજીસ્ત્રેટે પોતાની તજવીજ શરૂ કરી. ત્હોમતદાર તરફથી શાહેદોઓને ફોડવામાં આવવાનો શક આવવાથી ફરિઆદીને તેના સાહેદો ઉપર માગે તે પ્રમાણે કકડે કકડે સમન્સ આપવા હા કહી અને મુદતે જુલમી જીવાભાઇને પાંજરામાં ખડા રાખી કામ ચલાવવા માંડ્યું.

## પ્રકરણ ૧૭ મું.

—o✻o—

ભુજંગી.

> અધર્મે કર્યાં કર્મ તે થાય આગે,
> સુતાં પાપનાં ભૂત કો દીન જાગે;
> ધુણાવે પછી જો મળે કોક ભૂવો,
> સઉ લોકના થોક આ ખેલ જુવો. ૧

---

જીવા ઉપર કામ ચાલવાનુ જાણીને શેહેરના ઘણા લોકો મુદત માટે પુછ પાછ કરતા હતા. સપટેંબર મહિનાની સતરમી તારીખે—જીલ્લાના ફર્સ્ટ આસીસ્ટંટ કલેકટર વા. ફર્સ્ટ કલાસ મેજીસ્ત્રેટ મી.—ની કોરટમાં હજારો માણસોની ગીરદી થઇ રહી હતી. જીવાનાં કૃત્ય સામી નજર કરી એક પણ માણસ તેનુ સારૂ બોલતુ નહોતું. માત્ર તેની સામે દયાની નજરે જોઇને જીવ બાળતા હતા. ઘણાં માણસો જીવાને નામે રડતાં હતાં. કાપડીઆઓ આપેલા કાપડના પઇશા નહી મળવાથી, સુતાર, લવાર, દરજી, મોચી, જેમની

સાથે જીવાને કામ પડેલું તેમને પઇશા આપવાની જીવાએ જન્મથીંજ બાધા લીધી હતી તેમાં વળી ચીટનીસ થયા પછી તો કેરજ વરતાવ્યો હતો. કોઇની મગદુર નહોતી, કે જીવા પાસે પઇશા માગવા જાય. મામલતદારોતો તેની હાથ નીચેના તેથી શાહેરમાં ઇનકમ ટેક્ષનુ કામ કરનાર મામલત દારને ભાઇ કહે તે કરયા વગર ચાલે નહી. એમ સમજીને કારીગરો અને વહેપારીઓ બધા પઇશા છોડી દેતા નાહોતા તોપણ ટેકસની બીકથી અરધી કીમત લઇ તેનું મોં કાળુ કરતા હતા. દસબાર વરસની ચીટનીસોમાં જીવાના હાથ નીચે સઘળી જાતના અને લગભગ સઘળા વહેપારી આવી ગયા હતા. તે જાતે ઘણો શોકીન હતો. શેહેરમાં કોઇપણ નવી ચીજ આવી એ જીવાનાં જોયા વગરની હોયજ નહીં. તેણે પોતાનુ અને મોંઘી શેઠાણીનુ ઘર નવ નવા ફરનીચર થી શોભાવી મુકયું હતું. જેને લઇને પઇશો આપવો હોય ત્યારે ફિકર કની ? આવા પ્રકારના લ્હેણદારો અને તાલુકાઓના ગામડાંના બીજાં હજારો માણુસ જીવાનો કેસ જોવાં આવ્યાં હતાં. તેના ઉપર નિચે પ્રમાણે પાંચ ફરિઆદો કરવામાં આવી હતી.

૧ બે ફરિઆદો જબરાઇની કઢાવ્યા બાબતની.

૨ ખોટો દસ્તાવેજ ખરા દાખલ વાપરવામાં મદદગારી કરવાની.

૩ છીનાળીની.

૪ સરકારી નોકર થઇ વિશ્વાસઘાત કરયાનુ. (આ ફરિઆદ પાછળથી કરવામાં આવી હતી.)

કેસ ચાલતાં અવલતો જીવાના અને તેની પાછળના માણસોના ટાંટીઆ જોરમાં હતા. પ્રથમની કાચી તજવીજ વખતે શાહેદાને શામ દામથી ફોડી નાખેલા તેજ પ્રમાણે આ વખતે પણ કરીને બચી જઇશું એમ તેમને પહેલાં તો

ભરૂસો હતો, પણ તે વખતે ફુટે તેવા હતા તેજ શાહેદો નાં નામ મેજીસ્ટ્રેટને આપવામાં આવ્યાં હતાં. અને જ્યારે મેજીસ્ટ્રેટ વિરૂધ જણાયો ત્યારે તેમણે પુરાવો આપવો મોકુફ રાખ્યો હતો. બાકી રહેલા શાહેદો ચસકે તેવા નહોતા. ઉપર પ્રમાણે પાંચ ફરિઆદો કરવામાં આવેલી તે ઉપરથી એમ સમજવાનુ નહોતુ કે જીવાએ તેટલાજ ગુન્હા કરયા હતા ને બાકીનોતો ખાલી હા હો હતી. આ ફરિઆદો તો માત્ર તેવા પ્રકારના કરેલા સેંકડો ગુન્હાઓમાંથી ટેસ્ટ કર કરવાની માફક કાઢી હતી.

૧ જબરદથી કઢાવવાની બે ફરિઆદોમાં એક ફરિઆદ આ પ્રમાણે હતી.—તાલુકામાં—ગામની રૂપાળી કરીને ચારણની સ્ત્રિ ઘણી સ્વરૂપવાન હતી પણ તેના ગુણ તેના સ્વરૂપને લજવાવે તેવા હતા. સ્વાર્થને લીધે આ સ્ત્રી જીવાની અયોગ્ય માગણીને આધીન થઇ અને જમીન બાબત તે સ્ત્રીને એક માણેકલાલ નામના ઘણા પ્રમાણીક માણસ સાથે ટંટો થયો હતો તે ટંટો પતાવવા જીવાને સોંપ્યું. સાહેબની સ્વારી તે તાલુકામાં હતી તેથી મામલતદારને રૂપાળી ઉપર નજર રાખવા ભલામણ કરી અને માણેકલાલને બોલાવી સમજવા ઘણી પ્રકારે કહ્યું. માણેકલાલની દલીલ વ્યાજબી હતી તથી તે એકનો બે થયો નહી ને જીવાને બે પરવઈના જવાબ દીધા. જીવાને આથી ઘણુ લાગ્યું તેને રૂપાળીના દિયર પાસે ચોરીની જુઠી ફરિઆદ કરાવી. તાલુકાનો મામલતદાર જાતે લાંચીઓ હતો અને માણેકલાલ સ્વતંત્ર વિચારનો વહેપારી હોવાથી તેને આવી ફરિઆદ માણેકલાલ ઉપર થઇ તેમાં ખુશી હતી. પોતાની પાસે ફરિઆદ આવી તેનો રિતસર પુરાવો ન લેતા વધારે સજા માટે કેસ જીવાના શીખવણી પ્રમાણે ડીસ્ત્રીકટ મેજીસ્ટ્રેટને ત્યાં કમીટ કરયો. માણેકલાલના માણસોએ જાણ્યું, કે મોઘી શેઠાણી

ને સાધ્યા વગર હવે છુટકો નથી. ગમે તેવો હિમતવાન મા ણુસ હોય તોપણ આ વખતે હિમત હારી જાય. માણેકલા લની સામે બીલકુલ પુરાવો નહોતો. ને તદન બનાવટી કા મમાં પુરાવો હોય પણ શેનો. આટલુ છતાં પણ શેઠાણીની મારફતે જીવાની તરફથી કહેણુ આવ્યું, કે માણેકલાલની ત રફથી રૂ૫૦૦) આપવામાં આવે તો તે સજામાંથી બચે, ન હોતો નકી સમજવુ કે ઓછામાં ઓછો છ મહિનાથી કમતી સજા થવાનો નથી. શું કરે આબરૂદારને બધો ફિકર. નર દમ તરકટ હતું તોપણ જ્યાં અન્યાયનુ રાજ્ય ત્યાં કોઇને પણ બચવાનો કયાંથો ભરૂસો. ડીસ્ત્રીકટ મેજીસ્ત્રેટજ જીવો છે ને જો તેના માગ્યા પ્રમાણે પાંચસે રૂપઇઆ નથી આપ વામાં આવતા તો ચોરી જેવા ખરાબ ગુન્હા માટે આબરૂ ને હાની પહોચેછે. છેવટે શેઠાણીને ત્યાં જીવાભાઈ બેઠા હતા તેજ વખતે પાંચસેં રૂપીઆ આપવામાં આવ્યા ને માણેકલાલ કેદમાં જતા બચ્યા. જેથી માણેકલાલે જીવા ઉપ ર જબરઈથી કઢાવ્યાની ફરિઆદ કરી હતી. ૨-જબરઇથી કઢાવ્યાની બીજી ફરિઆદ પણ આવાજ પ્રકારની હતી. સ્વારી ગામડામાં ગએલી ત્યાંના મુખી પટેલને તાજો માજો જોવાથી અને જીવાને બરોબર ન ગાંઠવાથી તેના ઉપર પો તાના સાથિનો પાસે ચોરીનો માલ પોતાના ઘરના કામમાં વાપરયાની નનામી અરજી કરાવી મામલતદારની મારફતે તજ વીજ કરાવી, તેના ઉપર ફરિઆદ માડવા ડીસ્ત્રીકટ મેજીસ્ત્રેટ તરીકે સેંકશન આપી પોતાની તરફ કેસ કમીટ કરાવ્યો હતો અને તેની પાસેથી પણ રૂ૩૫૦) જબરાઈથી કઢાવ્યા હતા તેની બીજ ફરિઆદ હતી.

૩. ત્રીજી ફરિયાદ જીવાએ જુઠા દસ્તાવેજ બનાવ્યામાં મદદગારી કર્યાની હતી. એક તુમારીગામમાં બે વતનદારોને ઘણાં વરસથી વતન બાબત ટંટો ચાલતો હતો. આ બે વ

તનદારોમાંથી એકની પક્ષ જીવાએ કેટલુંક વગથી અને કેટ લુંક લાંચથી લીધી હતી. કામમાં તદન જુઠું પંચાતનામું રજુ થયું અને તે ઉપરથી પંચોએ કરેલો ફેંસલો રજુ થઇ "હવે આ વિશે કાંઈ કરવા જેવું રહયું નથી" એવો શેરો મારી તુમાર સાહેબની સહી લેઈ દફતરે રાખવામાં આવ્યો હતો. સામા પક્ષનો માણસ જાણુતો હતો કે તુમારી કામ છે એટલે ધીરે ધીરે ચાલતુ હશે પણુ આખરે એક વરસ દહાડે તેને થયેલું તરકટ જણાયું. જેથી તેણે જીવાની સામેલગરી સાથેનો પુરાવો સજડ મેળવ્યો હતો. આ કામોમાં જીવાના હાથ અક્ષરની ચીઠીઓ સુધાં રજુ કરવામાં આવી હતી.

૪. ચોથી ફરિયાદ તાપંશંકર પંડ્યાની સ્ત્રી ખુબસુરત હતી. પંડયાજીનાં બાળપણમાં લગ્ન થયાં હતાં તેથી તે જો ડાનો સ્વભાવ સરખો નહી હોવાથી તમને ઉંદર બિલાડી જેવું ચાલતું. પંડ્યાણી ફુરંદાં નિકળ્યાં અને જીવો તેની સાથે જખ મારતો હતો જેથી પંડ્યાજી અને બીજાબે ત્ર ણ ત્રાહીતના જોવામાં પ્રત્યક્ષ આવ્યું તેની સાથે જીવાંએ લખેલી એવી મતલબની ચીઠીઓ મળી આવી કે પુરાવો ઘણો સજ્જડ થઇ ગયો.

૫. પાંચમી ફરિયાદ સરકાર તરફથી પાછળથી દાખલ થઇ. જીવાના સસપેંડ થયા પછી હીસાબ તપાસવામાં આ વ્યો તો ઘણા ગોટાળા નિકળ્યા પણ તેમાં તેને લાધેજ ઘ ણા માણસો માર્યાં જવાના હોવાથી તે ઉપર ઢાંક પીછોડો કરવામાં આવ્યો અને ફકત તેણે જાતેજ કચેરીને માટે શે તરજીંઓ, જાજમો અને ગાદી તકીઆ વિગરેનો સામન ખ રિદ કરેલો તેના પૈશા પોતાને હાથે ઉધારેલા તેમાંથી તપા સ કરતાં સામન પોતાને ઘેર લઇ ગયાનો અને પોચો ખો ટી લીધાનો પુરાવો સાહેબને બતાવવામાં આવ્યાથી, સાહેબે ફરિયાદ માંડવા સેંકશન આપ્યું અને તે વખતથીજ જીવા ઉપરથી વ્હેમ ઉડી ગયો.

પ્રથમ કલેક્ટરને પાંચ ફરિયાદો આપવામાં આવી હતી તે માંથી ચાર ફરિયાદીઓ છુટ્યા વગર રહ્યા હતા અને પાંચ મો ફરિયાદી ફરાકી જવાથી ચારજ ફરીયાદો થયેલી હતી તમાં પાંચમી સરકારનો પોતાનીજ ઉમેરાઇ હતી. પાંચ ફરિયાદોમાં શો શો પુરાવો રજુ કરવામાં આવ્યો એ ખતાવવામાં આવે તો વાંચનારને કંટાળો આવે અને આપણી વાર્તાનું કદ વધી જાય માટે ટુંકામાં એટલુંજ જણાવીશું તો એથી ખાત્રી થશે કે પાંચે ફરિયાદોઓમાં જોઇએ તેથી પણ જાદે પુરાવો મળી આવ્યો. જીવાનો વકિલ નીર ઉપાય થયો. તેના મદદગારોએ હાથ ધોયા અને મેજીસ્ત્રેટે પાંચ ખાખતનાં જુદાં જુદાં તહોમત રાખી જીવાને સેશન કમીટ કર્યો. રીત પ્રમાણે ફુલ પાવર મેજીસ્ત્રેટે જીવાના સાહેદોનાં નામ માગ્યાં પણ તેને પોતાની પક્ષનો એક પણ માણસ જડી આવ્યો નહી. સાથે બેશીને દારૂ પીનારા અને ખાનારા ખશી ગયા !! જગતમાં જીવો તો પોતે પોતાને એકલોજ નીરાધાર જણાયો. કમીટ કર્યા પહેલાં જીવાના જમાન લીધેલા હોવાથી મેજીસ્ત્રેટે રહેમીયત રાખી જીવાના ગુન્હા માટે જમાન લાએક બેલેબલ નહોતા તોપણ લીધા હતા કારણકે તે વખતે ફુલ પાવર મેજીસ્ત્રેટની મરજી ઉપર વધારે રાખ્યું હતું. જીવો જમાન ઉપર હતો તે દરમીઆન તેનો હવે ખાત્રી થઇ કે સારી વખતમાં સૌ લેવા ખાવાનું છે. અનિતીએ ચાલ્યા હોઇએ તેનાં ફળ આપણેજ ભોગવવાં પડેછે અને ચઢતીની વખતમાં માત્ર મોઢેથી માંખણ લગાવી ચઢાવવાને સારા સારા કહેવામાં આવેછે નહી તો ખરી વિપતીનો વખતે જે પોતાના તનના કહેવાચેલા તે ઘેર તો કયાંથી આવે અને દિલાસો દે પણ રસ્તે જતાં આડો રસ્તો પકડી સામું સરખું જોતા નથી. પણ રાંડયા પછીનું ડહાપણ અને રાંધ્યા પછીનું ખળતું શા ઉપોયોગનું. આ સઘળો શિખામ

ણુ દવામાં જ્યારે આવતો તેના ખરાં વ્હાલેશરીઓ તરફથી, ત્યારે આ કાનેથી પેલે કાને કાઢો નાંખવામાં આવતી અને જ્યારે સાપ સાંડસામાં આવે પાંશરો થાય તેમાં શી નવાઈ. ?!

## પ્રકરણ ૧૮ મું.

—०*०—

દોહરો.

ચઢતીમાં ચઢવું નહીં, છકેલ થઇને છેક;
બારે ચારે કોઇનો, ટકયો નથી કંઇ ટેક. ૧

---

ગ્રહદશા જ્યારે પાંશરી હોય ત્યારે સૌ પાંશરૂં અને ન ખળી દશા હોય ત્યારે હેતુ હોય તે પણ આપણું ભુંડું બોલે. જીવાની વખત હતી ત્યારે ભલ ભલાને તેની ખુશામત કરવી પડતી. જીલ્લાના મોટા ડીપોટી કલેકટરોને જીવાને ત્યાં મળવા આવવાની જરૂર પડતી. જીવો જો હમેશ સુધી સારો ચાલ્યો હોય તો તેની વાહા વાહા જીલ્લામાં કેટલી થાત; પ ણ તેણે તો મુળથીજ અવળો રસ્તો ઝાલેલો એટલે સારો ર સ્તો સુજે ક્યાંયો ?! જેટલાને તે પોતાના વ્હાલેશરી જાણતો તેમાંથી કેટલાક સામા થયા અને કેટલાક એકે પક્ષ નહોતાં મધ્ય સ્થ રહ્યા. પણ તેમાંથી કોઈએ જીવાની પક્ષ તો કરીજ નહી.

કલેકટર—જીવાનો સાહેબ—મેહેરબાની વાળો સાહેબ! ત્રણ ખુણાની ટોપી!! જીવાની આંખેજ જોનાર સાહેબ!! જે સાહેબને બદલ જીવો પોતેજ સાહેબ થએલો, માત્ર મેહે રબાનીને લીધે તે સાહેબ!! જીવો જેને પોતાનોજ ગણતો તે સાહેબ!! જે ખીલાને લીધે જીવો કુદતો હતો તે ખીલો!! જેને ભોળવી હજારો અનાથોનાં ઊંધાં મારેલાં તેજ ભોળો સાહેબ!! જ્યારે જીવો કમીટ થયા પછી મળવા ગયો ત્યારે ઉપરથીજ કહાવ્યું કે " હમ તુમારા મોં દેખનેકુ નહી અં

ગતે " !! જે પટાવાળા જીવાનો હુકમ, સાહેબનો હુકમ કોરાણે મુકીને પહેલો હુકમ ઉઠાવતાં, તેમણે પણ વરધી આપતાં જીવા પ્રત્યે જાણે જન્મારામાં પહેલાજ મળ્યા હોય તેમ ન ધરાય તેટલી બે દરકારી બતાવી. સાહેબનો જવાબ સાંભળી જીવાનો ખોળીઆમાંથી માત્ર જીવ જવોજ બાકી રહ્યો હતો. જીવો જજ સાહેબની પાસે આ સાહેબની સિફારસ લઇ જવા આવ્યો હતો. તેને સેશનમાંથી આ સાહેબને આધારે છુટવાની મ્હોટી ઉમેદ હતી. સાહેબના જવાબથી જીવાના ચારે હાથ હેઠા પડયા: પોતાના ઉપર ફરિઆદ માંડવા સાહેબે પરવાનગી આપેલી છે પરંતુ તે માત્ર બાહારથી નિસપક્ષપાતપણુ બતાવવાને આપી છે અથવા તો પોતાની જગોએ આવનાર માણસે આડુ સમજાવી પરવાનગી અપાવી હશે પણ સાહેબને મળવાથી તે સરવેનો ખુલાસો થઇ શકશે એમ જીવાને આશા હતી. હવે તો જયારે સાહેબે સામુ સરખુ ન જોયું ત્યારે તે વધારે ગભરાયો. માણસ તે શું ન ગભરાય. સાહેબને મળીને જીવો ઘેર જવા નીકળ્યો ત્યારે તેના મનમાં હજારો તરક વિતર્ક થવા માંડયા. તેનો કેસ કમીટ થયો તેને બીજે દિવશે તે સાહેબને મળવા ગયો હતો અને તે દિવશે રાતરે મોઘી શેઠાણીને ત્યાં હમેશાની માફક સુવા ગએલો પણ બારણાં બંધ હોવાથી ઘેર આવી સુઇ રહયો હતો. સાહેબને ત્યાંથી નીકળી બારોબાર શેઠાણીને ઘેર ગયો પણ કોઇએ મોં માંડયુ નહી. શેઠાણી પુજામાં છે કહી દેવલી દાશીએ ભાઇને મોડા પધારવા અથવા ફુરસદ હોયતો બહાર બેસવા કહયું. આટલા દિવશ જીવો શેઠાણીના ઘરને પોતાનુજ ઘર જાણતો ને દાશીના આ વાકયો સાંભળી તેને હાડોહાડ વ્યાપી ગઇ. સુઇ રહેવું અને ખાવુ પીવું શેઠાણીને ઘેર તેને બાહાર બેસવાનુ કહેણુ !! જીવાને લીધે જે રાંડે દસપંદર હજાર

ર પેશ કરવા !! જેને લીધે તે દુનિઆદારીમાં આવી! તેને
પોતે એક વખતે જીવના કરતાં વધારે વાહાલો જણાવ્યો
અને જેને પોતે સરવસ તેનુ કહી વિશ્વાસ મેળવ્યો તેને
સ્વારથ ન સરવાથી આ અકરમીને વેસ્યાને વટલાવે તેવી
રાંડે અધવચ છોડયો. શું આ સ્ત્રીએ બેચાર હજાર ખર
ચી બેરીસ્ટર કરયો હોત, જીવાની પડખે રહેવા બનતી ત
જવીજ કરી હોત તો તે નિરાધારને કેટલુ લાગત. પણ સ્વા
રથી પારકી રાંડ, હજારોના હોઇયાં કરેલા, જીવા જેવા પચા
શેકને પોકેટમાં મુકેલા, તે જીવાને કેમ ગાંઠે. તેને જયારે
આવી સ્થિતિમાં સાંભળ્યો એટલે જીવાને ઘણી દાઝ ચડી;
તેનુ ચાલતે તો તે શેઠાણીને ઘરમાં જઇ તેની આવી ચાલનો
ખુલાસો માગે પણ તેને આવતો દેખીને પ્રથમથી બારણાં
બંધજ કરવામાં આવ્યાં હતાં. તેના મનમાં આવ્યું, કે શે
ઠાણી મારફતે લાંચ લીધેલી છે તેને પણ સાથે ઘસડુ. આ
સઘળુ ઘણું અસુરૂં અને એક ત્હોમતદારનુ ધારવું હતું,
એટલે તે પેશ જાય તેમ નહોતું. શેઠાણીને ત્યાંથી પણ અ
પમાન મળવાથી, વિચારમાં ને વિચારમા ઘેર ચાલ્યો આ
વ્યો. ઘરમાં સ્ત્રી ઘણી સુશીલ અને આબરૂદાર હતી. તેણી
એ તેના ધણીની આગતા સ્વાગતા કરી. ઘણે પ્રકારે દીલા
સો દીધો અને તેના મનમાં જેમ ઓછુ નઆવે તેમ કરવા
ઉપાય યોજયા, આખરે પારકુ તે પારકુ ને પોતાનું તે પોતા
નું. ખરા સુખની વખતે પોતાની સ્ત્રીને વિસારી મુકી, તેને
લુગડાં લતાં વગર અરધુ ઉઘાડુ ફરવું પડયું. ખાવા પીવા
માં તેને અને છોકરાંને દુ:ખી કરી પારકી સ્ત્રીને ખવરાવ્યું,
તે સઘળા વિચાર હવે જીવાના મનમાં આવવા લાગ્યા. પ
રંતુ હવે શું કરે એ સઘળું પાછળથી પસ્તાવો કરવાનું હતું.

તા. ૧લી નવેંબર અને સોમવારે સેશનમાં જીવાનું કામ
ખડુ થયું. જીવાભાઇને પોંજરામાં ઉભા કરવામાં આવ્યા.

લાગટ સાત દિવસ સુધી સેશનમાં સાક્ષીઓ લેવાયા. જીવો સઘળાં તહોમત ઈનકાર ગયો. તેની તરફથી બોલાવેલા બેરીસ્ટરે જીવાને બચાવવાને બહુ બહુ પ્રયત્ન કર્યાં પણ પુરાવો એટલો મજબુત પડેલો હતો, કે જીવાને તે નિર્દોષ ઠેરવી શકયો નહીં. છેવટ તેણે ભાષણ કરતાં જીવા તરફ કોર્ટની દયાની માગણી કરી. ફરિયાદીઓની અને સાહેદોની જીવા પ્રત્યે દુષ્મનઈ બતાવવા પ્રયત્ન કર્યું. કેટલીક ફરિયાદમાં જીવાની અજ્ઞાનતા બતાવી બેરીસ્ટરે બચાવ કર્યો. ત્રીજે દિવસે એટલે તા. ૯ મીએ જજે ફેંસલો આપવા ઉપર કામ મુલત્વી રાખ્યું. તા. ૯ મીએ કોર્ટમાં એટલી ભીડ થઈ હતી, કે પોલીસ તરફ લખાણ કરી બંદોબસ્ત રખાવવની શેશન જજને જરૂર પડી હતી. સાંજના ત્રણ વાગ્યે ચેંમ્બરમાંથી કોર્ટમાં આવી મી.—એ ફેંસલો વાંચવા માંડયો તે બરોબર સાડાચાર વાગતે તે પુરો થયો. આ વખતે એટલું શાંત હતું ને લોકોનું ધ્યાન જજના તરફ એટલું બધું લાગેલું હતું કે કોર્ટમાં પાંચસેં માણસો ઉભેલાં છતાં એક ન્હાનો સરખો ખડ ખડાટ પણ કાન ઉપર આવ્યા વગર રહેતો નહીં. હિંદુઓ કેવા છે? તેઓ કેટલા દયાળુ છે. પોતાનું ખરાબ કરનારનું પણ તેઓ કેટલું સારૂં ઈચ્છે છે. આટલી દયાળુ પ્રજા એક પણ હશે શું આ દુનિઆમાં? આ વખતે જીવા ઉપર એકે એક માણસ દયાની નજરથી જોતા હતાં. કેટલાક તો તેની સામે નજર કરી શકતા નહોતા. કેટલાકને તેની સામું જોઈ રડવું આવતું હતું. એકંદરે જીવો છુટે એવી ઈચ્છા તેના દુસ્મનોની પણ થઈહતી. જીવાના બે ન્હાના છોકરા કોર્ટમાં બેરીસ્ટરની ખુરશી પાસે બેઠા હતા તેમના તરફ જોઈ વધારે લાગણી લોકોની થતી હતી. આ સઘળું તમારાશીરો અને દયાળુ હિંદુઓનેહતું. પણ ન્યાયાશન ઉપર બેઠેલા ઈશ્વરનો ખરો ડર રાખ

નાર ન્યાયાધિશનું ભાષાણ તો જુદીજ તરેહનું હતું. સરકારી કામના પ્રસંગ શિવાય બીજી વખતે તે ઘણોજ દયાળુ હતો. શીક્ષા કરવામાં તે રેહેમીયત રાખતા પણ ગુન્હેગારને તે કદી પણ છોડી મુકવા વિચાર સરખો કરતો નહી. જીવાને સજા કરવામાં તેણે ઘણીજ રેહેમીયત બતાવી. પેહેલાં બે તહોમત માટે માત્ર નવ મહીનાની સજા કરી, ત્રીજા તહોમત સારૂ છ મહીનાની, ચોથા તહોમત માટે બાર અને પાંચમા તહોમત સારૂ ફકત છ મહીનાની સજા કરી, એકંદરે તેત્રીશ મહીનાની શીક્ષા ફરમાવેલી, તેમાંથી અરાઢ માસ સખત મજૂરી સાથેની અને પંદર માસ આસન કેદની શાક્ષા કરી. ઘણા અફસોસની સાથે નિશાશા નાંખતા કોર્ટમાંથી લોકો વેરઈ ગયા. જીવાને ફેંસલો સંભળાવ્યા પછી તે એક શબ્દ પણ બોલ્યો નહી. તેને જેલમાં લેઇ જતી વખતે જેલ સુધી હજારો માણસ તેની સાથેતમાશો જોવા ગયું. તેના છોકરાં બિચારાં રોતાં કકળતાં ઘેર ગયાં ને જીવાભાઈને જેલમાં લેઈ જવામાં આવ્યા. સાથે ન આવ્યો દારૂ, ન આવી પેલી શોઠાણી કે બીજી રાંડો અને સાથે ન આવ્યો પોતે પેદા કરેલો પૈશો. આખરૂ ગઈ તે કાલની ઘડી ને આજનો દહાડો. કરણી તેવી પાર ઉતરણી.

—०*०—

## મનોહર મંજરી.

રંકને શ્રીમંત તણા, વંક વિલોકિ વિવેકે,
દોષ યોગ્ય દંડ દે સમાન ગણી સર્વને;
મહીપ દે માન તોયે, વિશેષ વિનય ધરે,
ગુણનું ગ્રહણ કરે, સંઘરે ન ગર્વને;
અધિકારી તણા આસને રહે તેટલો કાળ,

પાળે નીતિ રાખી જેમ પાળે પુણ્ય પર્વને;
ન્યાયથા કમાય જશ, મનને રાખાને વશ,
રોજાવે પ્રજાને તથા રાજાને ને ૧શર્વને. ૧
રાખે ચતુરાઈ ચિન્તે, ચેતતા રહે સદાય,
પળમાં લે પારખી, ચિકિત્સા વડે ચોરને;
કપટ કરીને ક્રોડ, આવ્યો હોય કોરટમાં,
ઝપટમાં પકડી પાડે હરામખોરને;
પણ મિથ્યા વહેમ વહેળના વિષે ન વહે,
વિપરીત ભાવનાના ગાંઠે નહીં જોરને;
જેવું હોય તેવું જાણે, પળે ન્યાયને પ્રમાણે,
ન્યાયની નજરે ન્યાળે, વૃદ્ધને કિશોરને. ૨
દયા દિલ રાખે પણ, પક્ષપાત પરો કરે,
માન દે મોટાને પણ, તેજમાં તણાયના;
વ્હેવાર વિશ્વ વિષે, વડા સાથે રાખે પણ,
ન્યાયાસને બેસે ત્યારે, માયામાં વણાયના;
ઉધારે ખરીદે માલને, ઉઘાડે છોગે પણ,
અમલને જોરે નાણાંઘાલુમાં ગણાય ના;
"કોઈનો એ નથાં" એવું કહેતા ફિકર કશી,
"પક્ષ પાતી પાપી" એવું જગમાં ભણાય ના. ૩
મિત્ર માટે મારવામાં, પુંઠ તે બતાવે નહીં,
મિત્ર માટે મારતાં પહેલો પોતે મરેછે;
ખરચ ખૂટે તો ઘર ચલાવે ગરીબ પેઠે,
પણ જર પારકું ન, પ્રાણ ગયે, હરેછે;
ન્યાય આપવાને પાયે ચાલતો કોરટે જાય,
અન્યાય કરીને વાહને ન તે વિચરે છે;
પળમાં પળાય એવા દ્રવ્ય માટે ડગે નહીં,
પ્રભુને રિઝાવી ધર્મનો ભંડાર ભરેછે. ૪
ધન, ધામ, નારી, માત, તાત, અને નાત, જાત

---

૧ પરમેશ્વર.

મિત્ર અને પ્રાણ પણ ન્યાય કાજે ત્યાગવા;
ભલે થાય દુઃખ અરે અથવા તો થાય સુખ,
અથવા તો ભલા ભોખો ભૂખે દિન ભાગવા;
પણ કદી આરા કેરે આશરે, અથવા ત્રાસે,
કરવું ન મન અનીતિમાં અનુરાગવા;
ધર્મ તણે ત્રાજવે તોળીને ન્યાય મર્મ કે'વા,
મૂઝવાઈ જન જો કો આવે ન્યાય માગવા. ૫
સાહેબ કે'વાયા તેમાં સાહેબી શાનો કમાયા,
ખલકના સાહેબની એબ જો ન જાળવી;
ખુરશીએ બેઠા પણ ખુદ ન્યાય કર્યો નહીં,
તેની ખુરશીને ખરા અંધારામાં બાળવી;
સિપાઈ દોડાવ્યા તેમાં પાઈનોએ માલ નહીં,
ન્યાય તણી ખામી જેણે જાણી નહીં ટાળવી;
નેકીઓ બોલાવી પણ નેકીતો પળાઈ નહીં,
એતો નહીં નેકી, પોક જાણી વાની વાળવી. ૬
હુકમ કહાવ્યા પણ ન્યાયને હુકકામાં બાળ્યો;
હુકમ તે નહીં એતા હૂકનો હુંકારો છે;
વારંટ કહાડ્યાં પણ વાંક ગુનો જોયો નહીં,
તે વારંટ વાળંદના વાળ તણો ભારો છે;
સમન કહાડે પણ સમજે સુનીતિ નહીં,
તે સમન સમ નહીં અન્ય કો કુંવારો છે;
જજ થયા પણ રજ તજ ન્યાય નીરખે ના,
જજ એતે શાનો, ચોખો ચેટ્રાઈનો ક્યારો છે. ૭
સલામો કરાવે પણ કામ ન્યાય પતવે ના,
સલામ એ નહીં, હાથ દીધેલા કપાળે છે;
જુબાની લીધીએ નીતિ સુબાની ન સાચવી તો,
જૂ લેઈને પત્રને તે મિથ્યા ખંજવાળે છે;
આગળ ટેગલ પણ ન્યાયમાં અબળ થયા,

તો તે ખાટલોજ વેસ્યા કેરો સરવાળો છે;
કલમ ધરીને કાયદાની જો કલમ તોડો,
તો ઊંટની ગાંડે સળી કર્યાનિ મિસાલે છે. ૮
અપરાધી છુટે તો હજી કાંઇક ઠીક જાણો,
નિરપરાધીના તો નિસાસાને લેવો નહીં;
દંડ દેવો હોય તો વિચાર વારવાર કરો,
ગજાથી અધિક દંડ દીનને દેવો નહીં;
સેવો તો સદૈ દેવ દેવને ભાવેથી સેવો,
કદી પરદાર પરદામને સેવો નહીં;
પોતાનો માણસ કદી હોય અપરાધ વાળો,
તો કરો પહેલી સિજા દાબીને તેનો લહો. ૯
સરકાર તો ઉદાર વિચાર ધારીને ઉર.
જરૂર જાણીને સારા સારા ધારા બાંધે છે;
પણ પાપના પુજારા ધ્રુજારા વછુટે એમ,
રૈયતના રૂધિરની રોજ ઘેંશ રાંધેછે;
જાણે છે જે રાણી તાણા સાણા તો અમેજ છીએ,
એમ જાણી પૂરે પૂરા પ્રપંચને સાંધે છે;
સરકાર શું જાણે જે રૈયત રીબાય મારી,
શોચો હજુ દુઃખભાર રૈયતની કાંધે છે. ૧૦
ભાઇસાહેબોને શેઠસાહેબો કહાવે પણ,
રૈયતને રગડવા રાખે કાવા દાવા છે;
સવારીમાં જાય શઠ થાય તાજા લઠ જેવા,
મોદક મોદીને ઘેર મફતના ખાવા છે;
કારકુનો અને હાથ નીચેના નોકરો તણી,
નારયો શું જારો કરી લુચ્ચાઓ લે લાવા છે;
ઉંડે ઉતરીને સરકાર દરકાર કરે,
તો જણાય ઝટ કારભારો આવા આવા છે. ૧૧
તુંબુ તાણે ત્યારે તો પરાણે દૂધ ઘી મગાવે,

મકૃતનાં સીધાં આ મુસદ્દિઓ ઉડાવે છે;
રાંડો રાખી સરકારમાંથી નફો કરી આપે,
પાપે પારકાજનોના હકને ભુડાવે છે;
દલાંલાં ખાનાર કાળા કરમના કરનાર,
નોકરોને પાયરીએ પ્રથમ ચડાવે છે;
હકવાળો કોઇ ફરિઆદ કરવાને આવે,
તો ન સુણે દાદ અને ઉલટા અડાવે છે. ૧૨
ભક્ષ મળે ભડવાને દક્ષ ફરે અટવાને,
પ્રપંચના સંચ તો કરેલ ઠેરઠેર છે;
પાપીના તે કરે પક્ષ પ્રત્યક્ષ અન્યાય કરે,
સજ્જનને ન્યાય બન્ને સાથે બાંધ્યું વેર છે;
અમૃત સમાન રાખે દાખવવા હોળ પણ,
ઝાંખીને જોશો તો જાતે હળાહળ ઝેર છે;
સરકારી માલ છીનાળોને આપી ન્યાલ કરે,
શોધી કાઢો કોઇ આવું રાજ્યમાં અંધેર છેઃ ૧૩
આવા અધિકારિયોના ઉપરી ઉલૂક જેવા,
અમાસની રાતને ખરા બપોર માને છે;
અંધેર ઉલૂક જેવું, ઉલૂક અંધેર જેવું,
બન્નેનો મેળાપ આજ થયો યોગ્ય સ્થાને છે;
કાળજુ સાહેબજીનું, કુતરાએ ખાધુ માટે,
અક્કલ રહેવા આવી બેઠી હાલ કાને છે;
હૈયા તણા કુટા અને કાછડીના છુટા પોતે,
હતું તે અંધારૂ દીધું ચાલવા નાદાને છે. ૧૪
દૂધ તણા લોટા માળી તણા ફૂલ ગોટા,
વેપારીના ધોતીજોટા, ખળ ધૂતી ધૂતી લાવે છે;
પેટીને પટારા, ખાટલા અને ખટારા વળી,
ગોળ તણાં માટલાં તો ઘેર ચાલ્યાં આવે છે;
ગામ પરગામની તમાજ ચીજ આમ ચેર,

અમલનુ જોર દાખી જુવોને જમાવે છે;
હિસાબ ચુકાવવાને બીતા જાય બાપડાઓ,
તેમને ગધેડા ડોળા કાઢીને દબાવે છે. ૧૫
શાહુકાર થઇ તમે ફરોછો સંસાર માંહી,
તોય પણ ચોર ચોર ચોતરાંશ વાર છો;
ચામ અને દામ લાંચમાં લોછો દમામ કરી,
ને હરામખોરમાં ગણાયા ઠારેઠાર છો;
મેદનીમાં અપજશ રૂપ દંડ છે પ્રચંડ,
તેનો પણ હીજડાઓ! ખાઓ હાથે માર છો;
કાળા મુખવાળા છો કુંભાર ભાર ખોઇ બેઠા,
જાતિ ખાઈ અંત જમદ્વારમાં જનાર છો. ૧૬
કરો કૂડાં કર્મ હજી મર્મમાં પડશે ઘાવ,
એવા પણ અવસર ઇશ દેખડાવશે;
રંડાઓ તમારી રોતી કકળતી રઝળશે,
તોયે તમ ઉપર દયા ન કોને આવશે;
શાણી સરકાર ખુશે બોચરેથી તાણી તાણી,
ભાળમાં એધાણી ચોઢી ગધેડે ચડાવશે;
અહીં મુઆ મુઆ થશો, પરલોકમાં જો જશો,
તોયે ત્યાં નરક તણા કુત્તામાં ઝીકાવશે. ૧૭
તમને છુંદી કચરનાર શુર તણા જશ,
ગાશે કવિવૃન્દ લેરો અવની ઓવારણું;
રાંડો રડીકૂટીને રહેશે જે તમારાં પૂંઠે,
તેજ માત્ર અહીં રે'શે તમારૂ સંભારણું,
દીકરીએ દીવો પાણ રે'વાના ઉધારા થજો,
નામ-બોળું થાવ મજા કાંતો બંધ બારણું;
તમે દુખો દુઃખમાં અપજશમાં તમ નામ,
દુનિઆને થાવ મહાનંદતણું પારણું. ૧૮

—०*०—

## હરિગીત.

—૦*૦—

ટળજો સકળ*મલદારને શુભ, ×અમલદાર પધારજો.
આબાદ આ દુનિયા કરી, સઉ લોકનુ શુભ ધારજો;
નિર્મળ મળો શુભ ન્યાયને અન્યાય નાશ સદા કરો,
જગદીશ જગને શાંન્તિ આપો સુખવિષ સઘળા ઠરો. ૧૯

*મલ+દાર=મેલવાળા, પાપી. ×અ+મલ+દાર=નિર્મળ, ન્યાયી.

**સમાપ્ત.**